SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 6, Continuous Issue 12, November - December 2012

Special issue on
Portrayal of Women in Social and Literary World

## Index - અનુક્રમણિકા



## Portrayal of Women in Literary World




**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 6, Continuous Issue 12, November - December 2012

## Portrayal of Women in Social World

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

Special issue on
Portrayal of Women in Social and Literary World

## Editorial – સંપાદકીય

આ અંક નારી–વિશેષાંક તરીકે પ્રકાશિત કરી રહ્યાં છીએ.

આ અંકમાં અમે નારીચેતનાને અને નારીવાદને કેન્દ્રમાં રાખીને લખાયેલી રચનાઓ, થયેલા સંશોધનોને સ્થાન આપીને વર્તમાન સમયે આ ક્ષેત્રમાં થયેલી વિચારણા અને અભિવ્યક્તિને આ અંકમાં સ્થાન આપવામાં આવ્યું છે. આશા છે આપને આ વિષમાં ચાલી રહી ગતિવિધિઓનો આછો પરિચય મળવા સાથે ગુજરાત કોલેજમાં યોજાયેલ નેશનલ સેમિનારમાં રજૂ થયેલ શોધપત્રો વાંચવા મળશે.

આ નેશનલ સેમિનારનો વિષય હતો– નારીઃ સમાજ અને સાહિત્ય સંદર્ભે.

આ વિષયના સંદર્ભમાં વિવિધ યુનિવર્સિટીઓ અને કોલેજોના અધ્યાપકો દ્વારા કુલ–49 સંશોધનપત્રો રજૂ કરવામાં આવ્યાં. ડૉ. શરીફા વીજળીવાળાએ સેમિનારના આરંભમાં બીજ વક્તવ્યમાં ગુજરાત, ભારત અને વિશ્વ કક્ષાએ સાહિત્યમાં અને સમાજમાં નારીવાદ ખરેખર શું છે, કઇ રીતે એનો ઉદ્ભવ અને વિસ્તરણ થયું તેની વાત મુકવા સાથે સાહિત્યમાં કઇ રીતે એ પ્રતિબિંબિત થઇ રહ્યો છે તેની અભ્યાસપૂર્ણ રજૂઆત કરી.

સાહિત્યમાં નારી અને નારીવાદ– વિષય પરની પ્રથમ બેઠકના અધ્યક્ષ હતા સુપ્રસિદ્ધ લેખિકા ડૉ. બિન્દુ ભટ્ટ. તો સમાજમાં નારી અને નારીવાદ– વિષય પરની બેઠકમાં અધ્યક્ષ હતા સુપ્રસિદ્ધ સમાજશાસ્ત્રી ડૉ. ગૌરાંગ જાની. એમની અધ્યક્ષતામાં અધ્યાપકો–સંશોધકો દ્વારા જૂદા જૂદા વિષય પરના પોતાના શોધપત્રો રજૂ કર્યાં. ત્યાર બાદ અધ્યક્ષ સ્થાનેથી એ પત્ર પર માસ્ટર ઓપિનિયન આપવા સાથે વિશેષો અને મર્યાદાઓની વિગતે છણાવટ કરવામાં આવી. દરેક બેઠકના અંતે ઓપન સેશનની વ્યવસ્થા હતી, એમાં અધ્યાપકોએ પ્રશ્નોત્તરી દ્વારા જે તે વિષય વિશે વિગતપૂર્ણ ચર્ચાઓ કરવામાં આવી.

આ સેમિનાર અંતર્ગત 50 શોધપત્રો પસંદ કરવામાં આવ્યાં હતા પણ એમાના કેટલાક લેખોને પ્રકાશિત કરતા પૂર્વે પુનઃ લેખન કરવાની જરૂરીયાત વિશેષરૂપે જણાઇ. આ ઉપરાન્ત કેટલાય એવા અધ્યાપકમિત્રો હતા જેમણે પ્રકાશન માટેના નિયમો પાળ્યા ન હોવાથી અહીં સમાવી શક્યા નથી. જેમકે, પીડીએફ ફોર્મેટમાં આવેલ લેખો, કોઈ અજાણ્યા અને યુનિકોડમાં કન્વર્ટ ન થઈ શકે એવા લેખો પણ અહીં સમાવ્યા નથી.  આ ઉપરાન્ત કેટલાક લેખો તો ઇમેજરૂપે જ મોકલવામાં આવ્યા હતા. એવા લેખો અને ખાસ તો જેમણે વીકીપિડિયા અને બીજી ઇન્ટરનેટ સાઇટ પરથી સીધી જ ઉઠાંતરી કરેલા લેખો પણ હતા જે અહીં સમાવવામાં આવ્યાં નથી. યોગ્ય સંદર્ભો આપ્યા સીવાયના લેખો પણ ચાળી લીધા છે. એ પછી પણ કંઈ રહી ગયું હોય તો હરિ..હરિ...અમે પૂરો પ્રયાસ કર્યો છે.

અમદાવાદમાં આવેલી ગુજરાત રાજ્યની સૌ પહેલી સ્થપાયેલી કોલેજ એટલે ગુજરાત કોલેજ. ગુજરાત અને ભારતના પણ અનેક નામી વ્યક્તિઓએ જ્યાં અભ્યાસ કરીને પોતાના ક્ષેત્રમાં નામના હાંસિલ કરેલી

એવી આ કોલેજની પરંપરા સવાસો વર્ષથી પણ વધારે જૂની છે. હાલ એ કેમ્પસમાં ત્રણ કોલેજ ચાલે છે. સવારે ગુજરાત કોમર્સ કોલેજ, બપોરે ગુજરાત આર્ટ્સ એન્ડ સાયન્સ કોલેજ અને સાંજે ગુજરાત આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ– આ ત્રણેય સંસ્થાઓનું તંત્ર સ્વતંત્ર રીતે સક્રિય છે. ગુજરાત સરકારની સીધા નિયંત્રણ હેઠળની આ કોલેજોમાં હજ્જારો વિદ્યાર્થીઓ અભ્યાસ કરી રહ્યાં છે.

આશા રાખીએ છીએ કે, આ વિશેષાંક આપને ગમશે. આપના પ્રતિભાવો આવકાર્ય છે.

છેલ્લે,

સૌને નવા વર્ષની શુભકામનાઓ.

---

**ડૉ. નરેશ શુક્લ**
**મુખ્ય સંપાદક**

**SAHITYASETU**
**ISSN: 2249-2372**
**A Peer-Reviewed Literary e-journal**

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

**Special issue on**
**Portrayal of Women in Social and Literary World**

## નારીઃ સાહિત્ય અને સમાજ સંદર્ભે – ડૉ. નરેશ શુક્લ, ડૉ. હેતલ ઠક્કર

આજે નારીવાદના ઉગ્રતાભર્યા આંદોલનો ભલે સમી ગયા હોય પણ એના કેન્દ્રમાં રહેલા પ્રશ્નોએ પ્રસ્તૃતતા ગુમાવી નથી. સમાજમાં, ખાસ કરીને દુનીયાના વિકસીત અને વિકાસશીલ દેશોમાં નારીના પરંપરાગત દરજ્જામાં ખાસ્સો બદલાવ જોવા મળે પણ દુનીયાના કેટલાય એવા દેશો છે, એવા સમાજો અસ્તિત્વમાં છે ત્યાં હજી નારીચેતના કે નારીવાદ અને એની પાછળની એક મજબૂત ભૂમિકાનો હરફ પણ ઉચ્ચારાયો નથી. સ્ત્રીને હજી પણ ત્યાં આજથી બે સદી પહેલા જે સ્વરૂપે આ વિકસીત–વિકાસશીલ દેશોમાં જોવામાં આવતી હતી તે જ અવસ્થામાં આજે જીવે છે. આ કમનસીબી હલ કરવાની હજી બાકી છે.

દુનીયાની પ્રાચીન સંસ્કૃતિઓથી માંડી આજના આધુનિક યુગ સુધી પહોંચતા સુધીમાં સ્ત્રીનું સ્થાન સતત બદલાતું રહ્યું હોવાનું સમાજશાસ્ત્રીઓ નોંધે છે. વિવિધ સમાજોના અભ્યાસો કર્યા પછી કેટલાક તથ્યો સામે આવ્યાં છે તે પણ જોવા જેવા છે. મોટાભાગના સમાજો પિતૃસત્તાક સમાજો છે. માતૃસત્તાક સમાજોમાં પણ કેન્દ્રરૂપ મહત્વના કાર્યોમાં પુરુષો પ્રાધાન્ય ભોગવતા હોવાનું જોવા મળ્યું છે. શારીરિક શક્તિ અને તત્કાલીન જરૂરિયાતો–શિકાર, કુટુંબરક્ષણ, સીમા વિસ્તરણ, ઘર છોડ્યા પછી આવતી આફતો સામે ટકવાની મુશ્કેલીઓ– જેવા તે સમયના પ્રાથમિક કક્ષાના સમાજની સમસ્યાઓએ અને સ્ત્રીની શારીરિક રચનાની કેટલીક મર્યાદાઓના કારણે આરંભે સ્ત્રીને ઘર–કુટુંબ–બાળ ઉછેરની જવાબદારી અને પેલી મુશ્કેલીઓથી બચાવવાની દાનતે સ્ત્રીને મર્યાદીત વિસ્તરણની તક આપી, આરંભમાં કદાચ ઉમદા આશયથી પણ પછીથી અધિકારભાવની પ્રબળતાને કારણે જન્મેલા માલિકીભાવે સ્ત્રીઓની ક્રમશઃ અવદશા કરવાની દિશામાં જ વિસ્તરણ થયું.

આદિમ અવસ્થાથી માંડીને ભવ્ય સભ્યતાઓના મોટા વિસ્તારમાં કમનસીબે સ્ત્રીઓને સાવ સામ–સામા છેડાની અવસ્થાઓનો સામનો કરવાનો આવ્યો. એક બાજુ એને દેવી કે મહાદેવીના રૂપે સ્વીકારવામાં આવી તો બીજી બાજુ એને ખરાબમાં ખરાબ નીચલા સ્થાન પર હડસેલી દેવામાં આવી હોવાની હકીકતથી કોઈ અજાણ નથી. એટલે એ વિશે પુનરાવર્તન કરવા ઈચ્છતા નથી. નારીવાદ અને એની ચળવળો વિશે પણ ઘણી માહિતીઓ ઉપલબ્ધ હોવાથી એ પણ આ લેખમાં અપ્રસ્તુત ગણી છે. પણ એ વિશેની સૌથી મોટી એક બે હકીકતોને ધ્યાન પર લેવી જરૂરી જણાય છે. એક તો આ આખીએ સભાનતા રાતો–રાત આવી નથી. દુનીયાના કોઈપણ સમાજોમાં ઉચ્ચ–નીચના ભેદ ન હોય એવો સમાજ અસ્તિત્વમાં નથી. હા, મોભો, આર્થિક, રંગ, જાતિ, ધર્મ, વૈચારિકથી માંડી અનેક પ્રકારના વાડાઓ સરજીને માનવજાત પોતાના વિકસિત માનતી આવી છે. પોતાના જ જેવા બીજા માનવને ચડતો કે ઉતરતો માનવો અને એ માનીને વિશિષ્ટ રીતે વર્તવું એ જાણે કે એના સ્વાભાવનું લાક્ષણિક પાસું રહ્યું છે. એક જ ઘરના સભ્યોથી માંડી વિશ્વની મહાન ગણાતી પ્રજાઓ આ ભાવથી પર થઈ શકી નથી. કદાચ એની આ લાક્ષણિકતાઓને

જોઈને જ દરેક ધર્મો, સંસ્કૃતિઓએ જુદા જુદા ભેદે 'વિશ્વકુટુંબકમ્'–ની ભાવનાઓના નારા લગાવવા પડ્યા હશે !

ઔદ્યોગિક ક્રાંતિએ માનવજાતને કેટલાય ફાયદા અને ગેરફાયદાઓ કરાવી આપ્યા છે. – એ બાબત પર વિચારીએ ત્યારે જણાય કે સાવ સામાન્ય જણાતા એ આરંભિક યંત્રોએ માનવજાતની સાવ દશા અને દિશા જ બદલી કાઢી છે. ખબર નથી પડતી કે એ દિશા સર્જનની છે કે વિસર્જનની. માનવજાત કયા માર્ગે છે એ તો આવનારાં દિવસો જ બતાવશે. પણ છેલ્લી ત્રણ–ચાર સદીઓના વર્તમાનને તો એણે સાવ અપૂર્વ એવા બદલાવનો અનુભવ કરાવ્યો છે. સૌથી મોટો ફાયદો કાળા ગુલામો અને જગતભરની નારીઓને થયો છે. આ બંને વર્ગની જિંદગીમાં સુખનો સુરજ ઉગવાની શરૂઆતના કારણરૂપ આ ઔદ્યોગિક ક્રાંતિને જોઈ શકીએ.

અંગ્રેજ રાજદ્વારી જહોન સ્ટુઅર્ટ મિલ દ્વારા મહિલા–મતાધિકારની ચળવળ આરંભાઇ અને અમેરિકામાં વ્યવસ્થિત નારીવાદી ચળવળની શરૂઆત એલિઝાબેથ સ્ટેન્ટન દ્વારા કરવામાં આવી તે પહેલા રેનેસાંએ ખાસ પ્રકારની માનસિકતાનું નિર્માણ કરી આપેલું. નવજાગૃતિકાળ એ અર્થમાં જાગૃતિનો કાળ બની રહે.

ઉપરા–છાપરી આવી પડેલા વિશ્વયુદ્ધોએ સમગ્ર માનવજાતના ચિત્ત પર જે અસર પાડી હતી તે અ–પૂર્વ હતી. બીજા બધી જ જાતના વર્ગભેદ પછી, એથી એ મોટો પ્રશ્ન અસ્તિત્વનો આવી ને ઊભો રહ્યો. જાત–પાત, ધર્મ–અધર્મ કે વિધર્મીઓ, રંગભેદ, નાના–મોટા, શક્તિશાળી–નબળા, બૌદ્ધિક કે બૂધાં, પૂર્વના કે પશ્ચિમના– કોઈ પોતાને સુરક્ષિત અનુભવી ન શકે એવા એ અરાજકતાંભર્યા યુદ્ધના વર્ષોમાં માનવજાતે પોતાના ક્ષણભંગુર અસ્તિત્વનો સાક્ષાત્કાર કર્યો. હિરોસીમા–નાગાસાકિની કરુણાન્તિકાએ માણસની આંખો જ ખોલી નહીં એને સાવ સ્તબ્ધ કરી નાંખ્યો. ચિત્તને સાવ અવાચક્ કરી નાંખનારાં એ નરસંહારની કિંમત ચૂકવ્યા પછી એનામાં જે બદલાવ આવ્યો એમાં નારીવાદી ચળવળને ખાસ્સો વેગ મળે એ પ્રકારનો માહોલ સર્જાતો ગયો છે.

સાહિત્યએ આ ચળવળને બહુ ઉત્સાહથી અપનાવી. નાટ્યકાર ઇબ્સને – A Doll's House( 1879)ને આ ચળવળ સાથે સાંકળવામાં આવી છે એમાં નિરૂપાયેલા નાયિકાના ગૃહત્યાગને લઇને. એ જ રીતે A Room of One's own (1929) વર્જિનીયા વુલ્ફની રચનાએ પણ આરંભકાળને ખાસ્સું વૈચારિક બળ પૂરું પાડ્યું. સિમોનના The Second Sex( 1949)માં એનું વિદ્રોહીરૂપ જોવા મળે છે. આરંભે સ્વાભાવિક જ કોઈપણ આંદોલનનું આક્રમક રૂપ પ્રગટે. ત્યારબાદ એમાં પ્રોઢિનો ઉમેરો થાય અને ત્યાર પછીના તબક્કામાં એમાં સ્વસ્થ એવી વૈચારિક પિઠિકા રચાતી હોવાનો ઇતિહાસ માનવજાતે અનેક જાતના વૈચારિક આંદોલનોમાં જોયો છે. અનિલા દલાલ ઍલન શૉવાલ્ટરને ટાંકીને આ રીતે તબક્કાઓ કહે છે.1 'પરંપરાના પહેલા, Feminine તબક્કા વિશે તે કહે છે કે આ લેખિકાઓ તેમનાં લેખનમાં પુરુષ સર્જકની બૌદ્ધિક સિદ્ધિઓ હાંસલ કરવાનો પ્રયત્ન કરે છે. અને એ પુરુષ સભ્યતાના નારી વિશેના પૂર્વગૃહિતોને આત્મસાત કરે છે. તેઓ તેમની ભાષા–અભિવ્યક્તિમાં, પાત્ર નિરૂપણ અને કૃતિ સંરચનામાં પણ પેલા પ્રભાવ હેઠળ રહે છે. બીજા Feminist તબક્કામાં પુરુષની સત્તા અને આધિપત્ય સામેનો વિરોધ અને આક્રોશ પ્રકટ કરતું નારીસાહિત્ય સર્જાય છે. પુરુષે ઘડેલી નારીત્વની છબિઓને મૂળમાંથી ઉખેડી પોતાની આગવી છબિ ઉપસાવવામાં અને અન્યાયગ્રસ્ત નારીત્વના દશ્યો રચવામાં તેઓ તત્પર બને છે. તેમનાં લેખનમાં પુરુષ–દ્વેષની આત્યંતિકતા–પ્રગટ થવા માંડે છે. ત્રીજા female તબક્કામાં સ્ત્રી તેના લેખનમાંથી અનુકરણ અને વિદ્રોહ, જે બે બાબતો પુરુષ પર આધારિત છે, તે બંનેને તિલાંજલિ આપે છે. અને સ્વાયત્ત કલાસર્જનના સ્ત્રોતને પોતાના નારી તરીકેના અનુભવોમાંથી શોધી લે છે.'

**ભારતમાં નારીવાદી વિચારધારા**

એક ખાસ વાત નોંધવા જેવી એ છે કે આ સદીઓના સમયગાળા દરમિયાન ભારતીય સ્ત્રીઓએ પોતે કોઈ મોટાપાયે ચળવળ કરી હોય કે વિરોધ કર્યો હોય– જે આંદોલનરૂપ ધરે એવું ક્યારેય નોંધાયું નથી. ભારતીય સ્ત્રી જાણે રાજકીય, સામાજિક, ધાર્મિક, સાસ્કૃતિક પાસાઓથી દોરવાતી જ રહી, પોતે કોઈ પ્રકારના પ્રતિકારમાં કે સંઘર્ષમાં ઉતરવાનું કેમ મુનાસિબ માન્યું જ નહીં એ મોટો પ્રશ્ન છે...નાના વિદ્રોહ હશે, પણ એ વિદ્રોહમાંથી કોઈ વિચારસરણીનું ઘરાયુ નથી કે વ્યાપક આંદોલન સર્જાયું હોવાની કોઈ માહિતી વિશે ઈતિહાસ ચૂપ છે.

આવું થવા પાછળ કયા કારણો જવાબદાર હોઈ શકે તે જોઈએ તો બે બાબતો સમજાય છે.

1. ભારતીય સ્ત્રીને પોતાના થતાં અન્યાય પ્રત્યે સભાનતા જ નથી. એવી સભાનતા આવે તે માટે જે માનસિક વિકાસ જોઈએ તેવો વિકાસ રોકવામાં આવ્યો હોય તેવું બની શકે.

અથવા

2. જે પ્રકારનું જીવન એને જીવવા મળ્યું એનાથી એ ખુશ છે. જ્યારે ચિત્ત સંઘર્ષનો અનુભવ જ ન કરતું હોય તેવી સ્થિતિમાં એ પ્રતિકાર ન કરે તે પણ હકીકત છે.

ખેર, જે પણ હોય. એ હકીકત સ્વીકારવી જ રહી કે ભારત હોય કે વિશ્વમાં સ્ત્રીને એના અસ્તિત્વ વિશે, અધિકારો વિશે અને સામાજિક દરજ્જા વિશે સભાન કરવામાં પુરુષોનો હાથ રહેલો છે. જોકે, ફોર્બ્સ જેવા કેટલાક વિદ્વાનો ભારતીય નારીવાદી ચળવળને સ્વતંત્ર ગણે છે, એ પશ્ચિમથી પ્રેરાઈને થઈ હોવાનો સ્વીકાર કરતા નથી.[2]

ભારતમાં કેટલાક વિચારક સંતો, કવિઓ અને ખાસ તો પાશ્ચાત્ય કેળવણી અને સમજ પામેલા ભારતીય સમાજસુધારકો એ અંગ્રેજ અમલદારો દ્વારા સ્ત્રીઓની બદતર હાલત વિશે વિચારવાનું શરું કરેલું. સતીપ્રથા, બાળવિવાહ, વિધવા પુનર્લગ્ન જેવી બાબતોને કેન્દ્રમાં રાખીને કાયદાઓ દ્વારા , ચળવળો દ્વારા સ્ત્રી શોષણ સામે વિરોધ ઉઠાવવામાં આવ્યો.

અંગ્રેજોથી સ્વતંત્ર થવાની વિચારધારા ક્રમશઃ મજબૂત બનતી આવી તેની સાથો સાથ સ્ત્રી–જાગૃતિની વાત પણ કેન્દ્રમાં આવવા લાગેલી. ગાંધીજીએ એમના વિવિધ આંદોલનોમાં સ્ત્રી અને દલિતોને સતત સાથે રાખ્યાં. એમણે જોયું કે ભારતની સૌથી મોટી નબળાઈ વર્ગ વ્યવસ્થા છે અને એની જ સમાન્તરે સ્ત્રીઓની અવદશા પણ એટલી જ જવાબદાર છે.

સમુહ માધ્યમોનો વ્યાપ વધતો ચાલ્યો. રેલવે અને તાર–ટપાલની વ્યવસ્થા ભલે અંગ્રેજોએ પોતાની વહિવટી સરળતા માટે કરી હોય પણ એ ફાયદાકારક નીવડી ભારતના વ્યાપક વિસ્તારમાં ફેલાયેલી ભારતીય પ્રજાને એકજૂથ કરવામાં, સતત આદાનપ્રદાન અને એકબીજાથી નીકટ લાવવામાં આ માધ્યમો બહુ કારગત નીવડ્યાં છે. ચોપાનીયાઓ, સામયિકો, સમાચારપત્રો અને કેળવણીની સંસ્થાઓ દ્વારા તેમજ સમાજસુધારકોએ સ્થાપેલી વિવિધ ઉદ્દેશ સાથેની સંસ્થાઓએ ભારતીય સમાજને સમૂળગો ઢંઢોળી નાંખ્યો. એમાં નારીજાગૃતિની ચળવળો બહુ મહત્વની સાબિત થઈ.

ભારતીય સાહિત્યમાં 'નારી–ચેતના' તો સદીઓથી કેન્દ્રમાં રહી છે. નારીના વ્યાપકરૂપોનું આલેખન સદીઓથી થતું આવ્યું છે. પણ 'નારીવાદી' આલેખન નવી બાબત છે. જેમાં સમાનતા, સમ્માન અને સ્વતંત્રતા–કેન્દ્રમાં હોય. આરંભમાં દહેજ, બળાત્કાર, ઘરેલું હિંસા, ભ્રૂણ હત્યા, રોજબરોજના પ્રશ્નો, જાહેર સ્થળોએ થતી છેડખાની, ધર્મ કે રિવાજના આધારે થતી હિંસા, વૈવાહિક જીવનના પ્રશ્નો, વિધવા અને ત્યકતાઓના પ્રશ્નો, બાળકીથી લઈને વૃદ્ધત્વ સુધીના વિવિધ તબક્કાઓને કેન્દ્રિત કરતી

સમસ્યાઓને લઈને ભારતની વિવિધ ભાષાઓમાં કેટલાય પુરુષ અને સ્ત્રી લેખકો દ્વારા નારીવાદને પોષક સાહિત્યની રચનાઓ થવાની શરુઆત થઈ.

મહાદેવી વર્મા દ્વારા 'શૃંખલા કી કડિયાઁ'– એ દૃષ્ટિએ મહત્વની રચના બની રહે. અમૃતા પ્રિતમ, મન્નૂ ભંડારી, મહાશ્વેતા દેવી, કૃષ્ણા સોબતી, મૃદુલા ગર્ગ, પ્રભા ખેતાન, મૈત્રેયી પુષ્પા, મેહરુન્નિસા પરવેઝ, લવલીન, ગિતાંજલિ, રાજી શેઠ, ચિત્રા મુદગલ, ઉષા પ્રિયંવદા જેવા નામો મહત્વના છે. આ યાદી હજી ઘણી લાંબી થઈ શકે પણ અહીં એ અપ્રસ્તૃત છે. કેટલાય પુરુષ લેખકોના નામ પણ આ યાદીમાં ઉમેરી શકીએ. આંતર ચેતનાથી આરંભીને સમાજના વ્યાપક પ્રશ્નોને કેન્દ્રમાં રાખીને સમગ્ર ભારતમાં નારીવાદી લેખન મજબૂત રીતે વિસ્તાર પામ્યું છે. બદલાતા સમય સાથે બદલાયેલી નારીના રૂપોને ઝીલતું સાહિત્ય પણ એટલું જ સર્જાઇ રહ્યું છે. ભારતીય સમાજની વ્યાપક પરંપરાગત માન્યતાઓ પર પ્રહાર કરતી રચનાઓ અને તદ્દન ઉદ્ધંડ લાગતી આક્રોશપૂર્ણ રચનાઓ પણ ભારતીય સાહિત્યમાં સર્જાઇ છે.

ગુજરાતી સાહિત્યમાં મધ્યકાળથી જ ઓછું પણ નારીઓ દ્વારા રચાતું સાહિત્ય મળતું રહ્યું છે. પણ કમનસીબે એમાં વ્યાપક ધારાના અનુકરણથી વિશેષ છાપ ઊભી કરે એવું સાહિત્ય ઓછું છે. મીરા એના સમયથી ઘણી આગળ અને એ સમાજને આઘાત આપે તેવું વર્તતી અને સર્જતી કવયિત્રી રહી છે. રાજસ્થાન અને ગુજરાત બંને રાજ્યની આ કવયિત્રીએ પોતાની જીવનશૈલીથી અને રચનાઓ દ્વારા તત્કાલીન રૂઢિઓનો વિરોધ કર્યો છે. પણ એ પછીની કેટલીયે સ્ત્રીઓએ પુરુષોની શૈલીએ સાહિત્યસર્જન કર્યા કર્યું. મોટાભાગે ભક્તિકેન્દ્રી સાહિત્યની રચનાઓ આપી છે.

લીલાવતી મુનશીથી માંડી ધીરુબેન પટેલ સુધીના કેટલીય સ્ત્રીઓએ નારીચેતનાને વાચા આપતાં સાહિત્યનું આલેખન કર્યું પણ એમાં પેલો 'નારીવાદ' સ્પષ્ટરૂપે દર્શાવી શકીએ તેમ નથી. 'સાત પગલાં આકાશમાં'–એ ગુજરાતી સાહિત્યમાં વ્યાપકરૂપે સ્વીકારાયેલી નારીવાદી રચના છે. જો કે, એમાં જે આક્રોશ છે તેની પછીથી ઘણી આલોચના પણ થઈ છે. તેમ છતાં સૌ પ્રથમવાર પ્રગટરૂપે નારીવાદી રણશીંગુ ફૂંકતી આ રચનાઓ પછીથી ગુજરાતમાં સભાનરીતે નારીવાદી સાહિત્ય સર્જાવાની શરૂઆત કહી શકીએ. જો કે, એ પછી એવી આક્રોશપૂર્ણ નવલકથાઓ પ્રગટી નથી એ પણ હકીકત નોંધવી જોઈએ. કવિતા અને વાર્તાઓમાં નારીવાદ વધારે અસરકારક રીતે અને બોલકા સ્વરૂપે ઝીલાયેલો જોઈ શકાય છે. સ્વસ્થ રીતે નારીવાદી કહી શકાય એવી રચનાઓ હિમાંશી શેલત, સરોજ પાઠક, બિંદુ ભટ્ટ, વર્ષા અડાલજા, ભારતી દલાલ, જયા મહેતા, દક્ષા વ્યાસ, વસુબેન ભટ્ટ, ગીતા નાયક, પન્ના ત્રિવેદી, જેવાએ સર્જન દ્વારા તો શરીફા વીજળીવાળા, રંજના હરીશે અનુવાદો, સંપાદનો અને સેમિનારો દ્વારા ગુજરાતમાં 'નારીકેન્દ્રી સાહિત્ય'ની આબોહવા સર્જી આપી છે. શક્ય છે કે આ યાદીમાં કેટલાય નામ રહી ગયા હશે પણ એ પાછળનો આશય ગુજરાતી નારીવાદી સાહિત્યની આછેરી છબિ ઉપસાવવાનો જ રહ્યો છે. આ ઉપરાન્ત કેટલાય પુરુષ લેખકો દ્વારા નારીચેતના, નારીવાદી સાહિત્ય સર્જન થતું રહ્યું છે. શરીફા વીજળીવાળાએ નારીવાદી કૃતિઓ વિશે સ્પષ્ટતા કરતાં લખ્યું છે.

'મને લાગે છે કે સ્ત્રી કે પુરુષ કોઈના પણ હાથે લખાયેલી કૃતિમાં જો નારીના આંતરિક વિશ્વમાં ડોકિયું થયું હોય, એના સંવેદનાજગતને સ્પર્શી શકાયું હોય. સ્ત્રી હોવાના કારણે જ એના ભાગે સહન કરવાનું આવ્યું હોય તો એવી કૃતિને આપણે નારીવાદી કૃતિ કહી શકીએ. વાર્તાઓની વાત પર જતાં પહેલાં એક સ્પષ્ટતા અતિ મહત્વની બની રહે છેઃ સ્ત્રી દ્વારા લખાયેલી હોવાને કારણે જ વાર્તા નારીવાદી નથી બની જતી. ( આપણે ત્યાં આવાં એકથી વધુ નકામા સંપાદનો થયા છે.) વાર્તામાં માત્ર સ્ત્રીના શોષણની કે એના વિદ્રોહની વાત થઈ હોવાને કારણે જ એના ઉપર વરસી ન પડાય. જે વાત આપણે દલિત વાર્તા માટે કહીએ છીએ એ વાત નારીવાદી વાર્તા માટે પણ એટલી જ સાચી છે. નારીવાદી કૃતિએ પણ કળાના ધોરણે તો પાર ઊતરવું જ પડે. પ્રતિબદ્ધ રહીને પણ નારીવાદી કૃતિએ કલાત્મકતા તરફ વળવાનું છે.

પ્રચારાત્મક બની બેસવાના જોખમને સર્જકે અતિક્રમવું જ રહ્યું.'[3] શરીફાબેનનું આ કથન નારીવાદી સાહિત્ય અને વિવેચન બંનેની દિશાનો અણસાર આપી દે છે. સ્વયં સ્પષ્ટ છે.

'સાહિત્ય એ સમાજનું દર્પણ છે'– એવું કહેવાયું છે. સમાજમાં સ્વાભાવિક જ બદલાવ આવતો ગયો છે. છેલ્લા પાંચ દાયકામાં ગુજરાતી સમાજે સાવ કાયાપલટ કરી છે એ જોઈ શકાય છે. 'ગુજરાતી મણિબા'– કહી શકાય એવી નારી હવે નથી રહી. એ ઘર ઉપરાન્ત નોકરી, વ્યવસાય અને પોતાની જાત માટે પણ સમય કાઢતી થઈ છે. પણ એની સંખ્યા હજી ઓછી છે. હજી શિક્ષણ લેવાની બાબતે કેટલાય નાનાં–નાનાં સમાજો જોઈએ તો પછાત છે. કેટલીયે જ્ઞાતિઓની સ્ત્રીઓ હજીએ પરંપરાને વેંઢારવામાં પોતાનું અમૂલ્ય જીવન ખરચી નાંખે છે. આ સ્થિતિ બદલવા માટે સરકાર દ્વારા, ખાનગી સંસ્થાઓ દ્વારા અને એન.જી.ઓ દ્વારા પ્રયત્નો ચાલુ જ છે. કેટલાક વર્ષોથી નવા નવા જ્ઞાતિ–સમાજો દ્વારા પણ સામાજિક બદલાવની પહેલ કરવામાં આવી રહી છે અને નારી સાથે સીધા જ સંકળાયેલા પ્રશ્નો– ખાસ કરીને માદા ગર્ભપાત, દહેજપ્રથાનો વિરોધ, શિક્ષણ આપવાની પહેલ, વિધવા પુનર્લગ્ન, છૂટાછેડાને લઈને કાઉન્સલિંગ, આત્મહત્યાઓ બાબતે ચિંતાઓ થવા માંડી છે એ ભવિષ્ય નિર્માણમાં ઉપયોગી સાબિત થનાર છે. આ બધી જ બાબતો આજના ગુજરાતી સાહિત્યમાં ડોકાવા લાગી છે. ખાસ કરીને વાર્તાઓ સમૃદ્ધિ દાખવી રહી છે. હજી આત્મકથાઓ ઓછી લખાય છે. લખાય છે એ જૂદા ઉદ્દેશથી લખાય છે. એ જ રીતે નવલકથાઓમાં પણ હજી ઘણી શક્યતાઓ ઉઘડવી બાકી છે.

સાહિત્ય સંદર્ભે નારી અને નારીવાદ વિશે આટલી વ્યાપકરૂપે જોયા પછી સમાજમાં નારી અને નારીવાદની શી સ્થિતિ છે એના પર દૃષ્ટિ કરીએ.

ભારતીય સમાજમાં નારીનું સ્થાન, દરજ્જો અને ભૂમિકા કાળક્રમે બદલાતાં રહ્યાં છે. તે સમયના સામાજિક વાતાવરણની અસર તેના પર પડતી રહી છે. આપણે આરંભે યુગ વિભાજન કરીને ભારતીય સમાજમાં સ્ત્રીની સ્થિતિનો ચિતાર મેળવીએ.

### વૈદિક યુગ (ઇ.સ.પૂ. 1500થી 1000)

આ ગાળામાં પિતૃસત્તાક કુટુંબ વ્યવસ્થા ભારતીય આર્ય સમાજમાં દૃઢ થયેલી હતી. આમ છતાં સ્ત્રી સાથેનું વર્તન સન્માનજનક હોવાના અનેક પૂરાવાઓ મળે છે. પુત્ર દ્વારા પિતાનો વારસો અને ધર્મનું વહન કરવાની માન્યતા હોવાથી પુત્ર જન્મનું મહત્વ વિશેષ હોવા છતાં પુત્રીના જન્મનું મહત્વ એટલું જ કરવામાં આવતું. બંનેના ઉછેરમાં પણ ખાસ્સી સમાનતા, પતિની પસંદગીમાં અને અપરણિત રહેવા ઇચ્છતી પુત્રીને તેમ કરવાની છૂટ હતી. પરણિતાને અર્ધાંગિની કે સહધર્મચારિણી ગણવામાં આવતી અને જીવન–પુરુષાર્થો[4]ની સિદ્ધિ માટે સ્ત્રીને અનિવાર્ય ગણવામાં આવી છે. સ્ત્રી પણ જનોઈ ધારણ કરતી અને યજ્ઞોમાં બેસતી. યજ્ઞ–પુરોહિત પણ બની શકવાની સ્વતંત્રતા ત્યારે જોવા મળે છે. આ સીવાય શિક્ષણ મેળવવામાં, જાહેરજીવનમાં હિસ્સેદારીમાં, અર્થોપાર્જનથી માંડી યુદ્ધોમાં ભાગ લેવાના અનેક પ્રસંગો વર્ણવાયેલા જોવા મળે છે. એ બતાવે છે કે વૈદિક કાળમાં એનું સ્થાન પુરુષ સમોવડું હતું. સ્ત્રીધન, પુનઃ લગ્નનો અધિકાર પણ હતો.

### ઉત્તર વૈદિક (ઇ.સ.પૂર્વે–1000થી 600)

આ કાળમાં આર્યોનું વિસ્તરણ થાય છે. ઉત્તર ભારતના વ્યાપક વિસ્તારમાં સ્થાયી થવાથી, અનેક સ્થાનિક પ્રજાઓના સંપર્કમાં મુકાવાથી અને યુદ્ધોની–સંઘર્ષનું પ્રમાણ વધવાની સાથે સ્ત્રીનો દરજ્જો ભયમાં મુકાવા લાગે છે. આર્યો અનેક પેટા ટોળીઓમાં, દૂર દૂરના વિસ્તારોમાં પથરાવા અને સ્થિર થવા લાગે છે. સ્વાભાવિક જ સ્થાનિક નિવાસીઓ સાથેના સંઘર્ષો પણ વધે છે. બીજી બાજુ એકસૂત્રતાને બદલે આંતરિક વૈવિધ્ય પણ પ્રદેશ પ્રમાણે વધવા લાગે છે. એમાં મુખિયા અને ગુરુનો પ્રભાવ વિભિન્નરૂપે

પડવા લાગે છે. યુદ્ધ અને વિસ્તરણમાં સ્ત્રીની સરખામણીએ પુરુષની જરૂરિયાત ધર્મના અંચાળા હેઠળ વ્યક્ત થવા લાગતા મૃત્યુ પછીની વિધિઓ– ધાર્મિક ક્રિયાકાણ્ડોમાં અને મોક્ષપ્રાપ્તિ માટે પુત્ર જન્મની અનિવાર્યતા પર ભાર મુકાય છે. વળી, મનુસ્મૃતિ જેવા ગ્રંથો દ્ધારા સામાજિક મુલ્યોને બદ્ધ કરતો ગ્રંથ રચાવા પાછળની એ વખતના સમાજની માનસિકતા પ્રતિબિંબિત થાય છે. એમાં પુરુષ અને સ્ત્રીના દરજ્જામાં ફરક જોવા મળે છે. એક બાજુ દેવી તરીકે સ્તુતિ કરતા ઋષિ મનુ, એમના બીજા આદેશોમાં દાસી તરીકે જ વર્ણવતા જોવા મળે છે. સ્ત્રી માટે ખુલ્લાપણું ઘટ્યું, ચાર દિવાલો વચ્ચે પુરાવા લાગી. મનુ પ્રેરીત સમાજ વ્યવસ્થામાં સ્ત્રી પરના નિયંત્રણો અનહદરીતે લાદવામાં આવ્યા છે. એ માત્ર ઘરકામ કરવા, સંતતિ વધારવા, કોઈપણ નિર્ણયો સ્વતંત્ર રીતે ન લઈ શકે અને પતિને મન–વચન–કર્મથી પતિને આધિન રહેવાનું સ્પષ્ટ ફરમાન કરવામાં આવ્યું. કજોડાલગ્નનો સ્વીકાર, ખાસ કરીને પુરુષ કરતાં સ્ત્રીની ઉંમરનો તફાવત ઘણો રાખવામાં આવેલો. પુરુષ 28 વર્ષનો હોય તો 12 વર્ષની સ્ત્રીને પરણવા જણાવ્યું છે. આવા સ્ત્રીને અન્યાય કરનારાં મુલ્યોની ખાસ્સી લાંબી યાદી થઈ શકે એમ છે.

બીજી બાજુ એ પણ વિચારણીય બાબત રહી છે કે, સ્ત્રી–પુરુષની શારીરિક ક્ષમતાને ધ્યાનમાં રાખીને વેપાર–વાણિજ્ય, ખેતિ, વિદેશ–યાત્રા, યુદ્ધો, રાજકીય ખટપટો, અન્ય પુરુષો સાથે મુકાબલો થઈ શકે એવી સ્થિતિથી બચાવવા નારીને વધારે ગૃહસ્થિ, સામાજિક વ્યવહારો, કલાઓ, સંસ્કૃતિ અને રિવાજોના નિર્વહનમાં તેમજ બાળઉછેર અને એ રીતે સામાજિક નાગરિક બનાવવાની મોટી જવાબદારી સ્ત્રીને સોંપવામાં આવી હોવાથી આવા વિભાજન વ્યાપકરીતે સ્વાકારવામાં આવ્યા હોવાનો પણ એક મત વ્યાપકપણે વિચારાયો છે. એમાં સ્ત્રીને અવગણવા નહીં પણ કાર્યવહેંચણી એની ક્ષમતાના આધારે સોંપવામાં આવી હોવાનું પણ કેટલાક વિદ્ધાનો દ્ધારા કહેવાયું છે. તેમ છતાં એ પણ હકીકત છે કે, પરિપક્વતાના અભાવે આવી સમજ ન ખીલવાના કારણે સ્ત્રીના ભાગ્યમાં તો બેડીઓ બનીને રહેનારાં મુલ્યો જ વિશેષ પ્રચલિત બનેલા.

**મધ્યકાલીન યુગમાં સ્ત્રીનો દરજ્જો**

ઈ.સ. છઠ્ઠી સદીથી મોગલોનો પગપેસારો ભારતવર્ષમાં વધવા લાગ્યો. આક્રમક વિધર્મીઓના આગમને અને એમની સત્તા લાલસા, કામલોલૂપતાના પરિણામ સ્વરૂપે ભારતીય સમાજે પ્રતિકારની જગ્યાએ સંકુચિતતાનો માર્ગ સ્વીકાર્યો. એની સીધી અસર ભોગવવાની આવી સ્ત્રીઓએ.

વિધર્મીઓની નજરથી બચાવવાના ઓઠા હેઠળ સ્ત્રીને રસોડામાં ઠૂંસી દેવામાં આવી. લાજ પ્રથા અમલમાં આવી. પર પુરુષ જ નહીં આસપાસના કોઈપણ પુરુષનો સંપર્ક ન શક્ય બને એવી વ્યવસ્થાઓ અમલમાં મુકાવા લાગી. પરિણામે એ સ્ટ્રેસનું સૌથી ખરાબ પરિણામ એ આવ્યું કે સ્ત્રી હવે સાપનો ભારો બની રહી. એના જન્મ સામે જ વાંધો આવવા લાગ્યો. પરિણામે દૂધપીતિ કરવાની ક્રૂર પરંપરા સર્જાઈ, દિકરીનો જન્મ એટલે અમંગળના એંધાણ– એવા ભાવના કારણે દુર્દશા વધતી ચાલી. શિક્ષણ લેવાની વાત તો દૂર રહી, બાળપણમાં જ વિવાહ કરી દઈને માથેથી ભાર હળવો કરી નાંખવાની માનસિકતા ઘર કરવા લાગી. એના પરિણામ સ્વરૂપે વિધવાઓ, બાળવિવાહો, કજોડાઓની એક અમાનવીય પરંપરાઓ આ ગાળામાં ઘર કરવા લાગી. પતિનું મૃત્યુ થાય એટલે સ્ત્રી માટે જીવતે જીવ નર્કની વ્યવસ્થા અમલમાં આવી. એનાથી બચવા સતિપ્રતાનો ક્રૂર રસ્તો જન્મી આવ્યો. બીજી બાજુ ધર્મના બહાના હેઠળ દાસી પ્રથા અમલમાં આવી અને સ્ત્રીનું બધી રીતે શોષણ થવા લાગ્યું. આ સમયગાળો ખરા અર્થમાં અંધેર યુગ બની રહ્યો.

**બ્રિટિશ સલ્તનતમાં સ્ત્રીનો દરજ્જો.**

આજે જે ઉજળું પ્રભાત જોવા મળે છે, એ બ્રિટિશ સલ્તનતને આભારી છે એમ કહીએ તો એ અતિશયોક્તિ નહીં ગણાય. અંગ્રેજોની વ્યવસ્થિત રાજ્ય પ્રણાલી, શિક્ષણનો વ્યાપ વધારવાની એમની નીતિ, રેલવે–તાર–ટેલિફોન આદિ ટેકનોલોજીના કારણે આવેલ બદલાવ, વર્તમાનપત્રો, સામયિકો અને કાયદાકીય પીઠબળ, શિક્ષણ મેળવેલા ભારતીય વિચારકોની વિચારણામાં આવેલ બદલાવ, વિશ્વના દેશો સાથેના સંપર્કમાં મુકાવાના કારણે દૃષ્ટિકોણમાં આવેલ બદલાવે ભારતીય સમાજને અભૂતપૂર્વ એવો બદલાવી નાંખ્યો. એકદમ અંધારિયા કૂવામાં જીવતો ભારતીય સમાજ જાણે કરવટ બદલીને જાગી ઉઠ્યો. વચ્ચેની સદીઓમાં કેટલાય કારણોસર એનામાં જે જડતા વ્યાપી ગઈ હતી એમાં એકાએક નવા પ્રાણસંચાર થયાનું આ સમયગાળામાં જોઈ શકાય છે. ખાસ કરીને, રાજા રામમોહન રૉય, ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, બહેરામજી મલબારી, સ્વામી દયાનંદ સરસ્વતી, સ્વામી વિવેકાનંદ, મહાદેવ ગોવિંદ રાનડે, મહર્ષિ કર્વે, શ્રીમતિ એની બેસન્ટ જેવા જાગૃત સમાજસુધારકોએ વિધવા–વિવાહ, પુનઃ લગ્ન, બાળલગ્નનો વિરોધ, સ્ત્રી શિક્ષણનો સ્વીકાર,દૂધ પીતિ કરવાનો વિરોધ, જાહેર જીવનમાં સ્ત્રીની ભૂમિકા, પરદાપ્રથાની નાબૂદી, સતિ–પ્રથાનો વિરોધ જેવી બાબતોની જાગૃતિ ફેલાવા લાગી.

આવું વાતાવરણ નિર્માણ કરવા માટે નીચેના પરિબળોની સક્રિયતા નોંધપાત્ર ગણી શકીએ.

1. સમાજસુધારકોની ચળવળો.
2. નારી ઉત્કર્ષને કેન્દ્રમાં રાખતી સંસ્થાઓ.
3. નારી શિક્ષણને પ્રોત્સાહક બ્રિટિશરોની નીતિઓ.
4. કાયદાકીય રક્ષણ. (સતિપ્રથા નાબૂદી, દૂધપીતિ કરવાનો વિરોધ, સ્ત્રીઓનો જાહેરજીવનમાં સ્વીકાર)

આ પ્રક્રિયામાં વેગ વીસમી સદીના આરંભથી આવે છે. ખાસ કરીને ગાંધીજીએ જે રીતે પોતાની ચળવળમાં સ્ત્રી અને સમાજના નીચલા સ્તરના લોકોને સ્થાન આપીને લડતને સઘન બનાવવા સાથે સમાન વ્યવહાર દ્વારા જે અસર જન્માવી તે અનન્ય છે. શહેરો જ નહીં, ગામડાની સ્ત્રીઓ સુધી પહોંચેલી ગાંધી–અસરે આખાય ભારતમાં સ્ત્રીઓને સક્રિય બનાવી. પહેલી વાર ખુબ મોટી સંખ્યામાં સ્ત્રીઓ જાહેર જીવનમાં આવવા લાગી, સેવા સંસ્થાઓમાં, સત્યાગ્રહોમાં, કૂચ કરવામાં, પિકેટિંગ કરવામાં એટલું જ નહીં, સમાન્તર ચાલતા ક્રાંતિકારી આંદોલનોમાં પણ સ્ત્રીઓએ ખુફિયા હુમલાઓ કરવામાં, સંદેશાવ્યવહારથી માંડીને યુદ્ધની તાલીમો લેવા સુધીની વીરતા દાખવવા માંડી. કેટલાય નવા નવા ક્ષેત્રોમાં સ્ત્રીઓની હિસ્સેદારી ક્રમશઃ વધતી ચાલી. પરિણામે ભારતને આઝાદી મળી એ સમયે સ્ત્રીઓની હિસ્સેદારી અવગણી ન શકાય એટલી મોટી હતી એ એક હકીકત છે. ભલે શિક્ષણનો વ્યાપ ઘણો ઓછો હતો પણ એ સમયની એની સક્રિયતા વિશ્વમાં અજોડ કહી શકાય એવી છે.

**સ્વતંત્ર ભારતમાં સ્ત્રીનો દરજ્જો.**

1947માં ભારતને આઝાદી મળી. 1950માં ભારતીય બંધારણ અસ્તિત્વમાં આવ્યું. એમાં સ્ત્રીને સમાનતાનો અધિકાર આપવામાં આવ્યો. એટલે 26 જાન્યુઆરી 1950નો દિવસ ભારતીય સ્ત્રીઓ કાનૂની રીતે પુરુષની સમકક્ષ ગણવામાં આવી છે. આશ્ચર્યજનક બાબત એ છે કે આપણાથી સુધરેલા ગણાતા વિશ્વના ઘણાં દેશોમાં સ્ત્રીને મતાધિકાર ભારત કરતા ઘણાં વર્ષો પછી મળ્યો છે. આ બાબતને આશ્વાસનરૂપ લઇ શકીએ એટલું જ. મતાધિકાર મળ્યા પછીએ એના ઉપયોગની સભાનતા માટે જે પુખ્તતા વ્યાપવી જોઈએ એ શિક્ષણના અભાવે, જાગૃતિના અભાવે અને સામાજિક માળખાની ચૂસ્તાના પરિણામે સ્ત્રીઓમાં કેટલા અંશે આવી છે તે એક અલગ જ સંશોધન માગી લેતો પ્રશ્ન છે.

એક અબજથી વધારે વસ્તીમાં ચાલીસ ટકા જેટલી સ્ત્રીઓનો હિસ્સો હોવા છતાં ભારતના રાજકારણમાં, ભારતની વહિવટી બાબતોમાં, નીતિનિર્ધારણની બાબતોમાં કે પછી મોટાભાગની પરંપરાગત વ્યવસાયો– ખેતી કે જ્ઞાતિના વ્યવસાયોને બાદ કરતાં કેટલા ટકા સ્ત્રીઓની સક્રિય ભૂમિકા છે એ તપાસીએ ત્યારે નારીઓના ફાળા બાબતે બહુ સુખદ પરિણામો જોવા મળતાં નથી.

**વર્તમાન સમયે સક્રિય નારીઓની ભૂમિકા અને વ્યાપક માનસિકતા.**

**1. રાજકારણમાં સ્ત્રીઓ.**

વર્તમાન સમયે રાજકારણમાં સક્રિય હોય એવી સ્ત્રીઓની સંખ્યાની રીતે જોઈએ તો ભારત દેશના ઈતિહાસમાં એના સુવર્ણકાળના મંડાણ કહી શકીએ. આખાય ઈતિહાસમાં નજર કરીએ તો આટલી મોટી સંખ્યામાં ક્યારેય સક્રિય રાજકારણમાં સ્ત્રીઓની સંખ્યા આ પહેલા ક્યારેય નથી રહી. પંચાયતોમાં સ્ત્રી અનામત બેઠકોના કારણે ભારતના પંચાયતી રાજમાં હજ્જારોની સંખ્યામાં સ્ત્રીઓ સક્રિય થઈ છે. હજ્જારો ગામડાઓમાં સ્ત્રી સરપંચ બની છે. જો કે, એની સક્રિયતા વિશે સંદેહ હોવાની પૂરી શક્યતા છે. પતિ, સસરા કે અન્યની સહાયથી તે રાજકારણમાં સક્રિયતા દાખવી રહી હોવાના સમાચારો મળતા રહે છે. અને એ હકીકત પણ છે. પરંતુ આ શરૂઆત છે. રસોડું અને ઘર છોડીને પહેલી જ વાર સક્રિય થયેલી આ નારીઓની પહેલી પેઢી શીખી રહી છે. આવનારી પેઢીઓ સક્રિય થઈને સ્વવિવેકથી વહિવટ સંચાલન કરતી થશે એ પણ હકીકત છે.

હા, રાજ્ય અને રાષ્ટ્રીય સ્તરે પણ હાલ કેટલીયે સ્ત્રીઓ રાજકારણમાં સક્રિય છે. દેશના સર્વોચ્ચ પદે સુશ્રી પ્રતિભા પાટીલ હોય, લોકસભાના અધ્યક્ષ તરીકે મીરાકુમાર, કોંગ્રેસ પક્ષના પ્રમુખ સોનીયા ગાંધી અને વિરોધપક્ષના વડા તરીકે સુષમા સ્વરાજ હોય એવી સ્થિતિ આજની વર્તમાન નારી–શક્તિનું વર્તમાન ચિત્ર રજૂ કરે છે. માયાવતી, મમતાજી, જયલલિતા, અંબિકા સોનીથી માંડી વસુંધરારાજે સિંધિયા જેવી સ્ત્રીઓએ ભારતીય રાજકારણમાં ચાવીરુપ સ્થાન મેળવ્યું છે. ઈન્દિરા ગાંધીએ વિશ્વનેતાઓમાં માનભર્યું સ્થાન મેળવ્યું છે એ કોઈથી અજાણ્યું નથી. તેમ છતાં એક હકીકત એ નોંધવી રહી કે આ સ્ત્રીઓએ રાજકારણમાં પુરુષોથી અલગ પડીને સાવ નવી અને આગવી સ્ત્રીદષ્ટિને ઉજાગર કરે, નારીવ્યક્તિત્વને દેશના રચનાત્મક ભવિષ્ય માટે કોઈ નવું સન્ધાન કરે એવું પ્રદાન કર્યું છે ખરું...? એવો પ્રશ્ન ઊભો થાય. જો કે આશા રાખીએ. એમાં પણ નવી પેઢી નવું કરશે.

**2. વ્યવસાયિક સ્ત્રીઓ.**

વ્યવસાયિક સ્ત્રીઓ–નો મોટો વર્ગ આજે અને સદીઓથી સક્રિય છે. ખેતી અને પરંપરાગત જાતિ આધારિત વ્યવસાયોમાં સ્ત્રીઓની સક્રિયતા સદીઓથી રહી છે. ઘર અને બાળ ઉછેરની જવાબદારી અદા કર્યા પછી એ પતિ અને કુટુંબને આર્થિક મદદ કરવા સતત કાર્યરત રહી જ છે. હાલ, વિવિધ સરકારી, બીનસરકારી નોકરીઓમાં સ્ત્રીઓની હિસ્સેદારી વધી રહી છે. ખાસ કરીને શિક્ષણ, નર્સિંગ, સહકારી પ્રવૃત્તિઓમાં સ્ત્રીઓની હિસ્સેદારી પુરુષો કરતાં પણ વધારે હોવાની શક્યતા છે. આ સ્ત્રીઓ પૈકી મોટાભાગની સ્ત્રીઓ પરંપરાગત જવાબદારીઓ ઉપરાન્ત વ્યવસાયિક જવાબદારીઓનું નિર્વહન કરે છે. પરિણામે બેવડી જવાબદારીઓના કળણમાં સપડાઇને પોતાના જીવનને વ્યતિત કરતી અનુભવે છે. ખાસ કરીને મધ્યમ વર્ગીય સ્ત્રી મનથી નારીવાદ– પ્રેરીત વિચારોને સમજવા લાગી છે પણ કમનસીબે પરંપરાઓના વહન સામે વિદ્રોહ કરીને પોતાના કુટુંબ–સમાજને છેહ પણ નથી દઈ શકતી. એવી સ્થિતિમાં સેન્ડવિચ જેવી હાલતમાં જીવતી હોવાના અહેસાસ કરે છે

**3. મિડિયા સાથે સંકળાયેલી સ્ત્રીઓ.**


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 6, Continuous Issue 12, November - December 2012

મિડિયા સાથે સંકળાયેલી સ્ત્રીઓમાં પત્રકાર, મોડેલ, અભિનેત્રીઓ વગેરે. આવી સ્ત્રીઓ આજે નારીવાદનો ચહેરો બની રહી છે. આધુનિક જીવન જીવતી, જાકમજોળ દુનીયા સાથે કદમ મિલાવતી આ સ્ત્રીઓની સમસ્યાઓ જુદી જ છે. આવી સ્ત્રીઓ જુદી જ રીતે, તદ્દન આધુનિક રીતે શોષણની ભોગ બનતી હોવાના સમાચારો પ્રગટ થતાં રહે છે. એક બાજુ સફળતાનો નશો, બીજી બાજું સ્વ સાથેનો સંઘર્ષ, સ્ટેટસ, પોતાની આસપાસના પુરુષો દ્વારા રખાતી અપેક્ષાઓ, વ્યવસાયિક અપેક્ષાઓ, કુટુંબની અપેક્ષાઓ, બાળકો અને પતિની અપેક્ષાઓ– એ ખરેખર સ્વતંત્ર થઈ શકી છે કે નવા જ પ્રકારના કળણમાં ફસાયેલી છે એ સંશોધનનો વિષય છે. જો કે, અપવાદરૂપ નારીઓ પણ આ બધા ક્ષેત્રમાં હોવાની. સિંગલ વુમન તરીકે પોતાનું જીવન જીવતી સ્ત્રીઓ પોતાના અસ્તિત્વને લઇને બહુ જાગૃત છે પણ એના પણ નોંખા પ્રશ્નો અને સમાધાનો હોવાની શક્યતા નકારી શકાય એમ નથી.

**4. સામાજિક કાર્યકર્તા અને એક્ટિવિસ્ટ સ્ત્રીઓ.**

સમાજમાં જઇને વિવિધ પ્રશ્નોને લઇને સામાજિક કાર્યો કરતી સ્ત્રીઓના પ્રયત્નોએ સમાજમાં ખાસ્સો બદલાવ આણ્યો છે. એ હકીકત ભૂલી શકાય એમ નથી. ગુજરાતના લગભગ મોટા ભાગના શહેરોમાં નારીગૃહો, નારી કેળવણીની સંસ્થાઓ, હોસ્ટેલ્સ, સ્વસ્થ્ય સંબંધી સવલતો આપતી સંસ્થાઓ ચલાવાઈ રહી છે. નીરક્ષર, ગરીબ અને ત્યજાયેલી નારીઓને તેમજ ઘરેલુ નારીઓને વિવિધ ઉત્પાદક કાર્યોમાં સાંકળીને આર્થિક પગભર કરાવતી કેટલીયે પ્રવૃત્તિઓ આજકાલ ચાલી રહી છે. એના મૂળમાં સામાજિક કાર્યકર્તા બહેનો અને ચળવળો દ્વારા જાગૃતિ ફેલાવતી બહેનોનો મોટો ફાળો છે. સીધા કોઈ જ નારીવાદી આંદોલનો કરવાના બદલે પુરક પ્રવૃત્તિઓ દ્વારા સાચા અર્થમાં સમાજમાં નારીનું સ્થાન મજબૂત કરનારાં આવા પ્રયત્નો થકી સમાજમાં બદલાવ આવી રહ્યો છે.

આટલી વાત જોયા પછી પણ કેટલાક પ્રશ્નો હજી નવેસરથી આપણી સામે આવી રહ્યાં છે એ પણ જોવા જેવા છે. એને અણદેખ્યાં કરવાથી મુશ્કેલીઓ સર્જાય તેમ છે. ગર્ભનિરોધકો હોય કે સોનોગ્રાફીના મશીનની શોધ હોય કે પછી ઇન્ટરનેટ જેવા અત્યાધુનિક સમુહમાધ્યમો હોય – આ સંશોધનો માનવજાતની શ્રેષ્ઠ શોધ છે એ તો સ્વીકારવું જ રહ્યું પણ એના ઉપયોગ પાછળની માનસિકતા જોઇએ છીએ ત્યારે હજીએ પુરુષ માનસ કે વ્યાપક રીતે કહીએ તો સમાજનું માનસ(જેમાં સ્ત્રી અને પુરુષ બંને આવી જાય છે.) એ ટેકનોલોજીનો ઉપયોગ કઇ રીતે કરી રહ્યું છે એ જોઈને ચિન્તા જન્મે તેમ છે. ગર્ભ નિરોધકોની શોધ પાછળનો આશય ઉમદા હોવા છતાં એ હકીકત છે કે વિશ્વના કેટલાય સંકુચિત માનસ ધરાવતાં સમાજો–દેશોમાં એનો ઉપયોગ સ્ત્રીગર્ભ રોકવા કે નાશ કરવા માટે જ વધું થયો છે. કદાચ ભૂતકાળમાં આટલી હદે ક્યારેય સ્ત્રીભ્રૂણની હત્યાઓ કરવામાં નહીં આવી હોય...! આ આઘાતજનક વાત ટેકનોલોજી સંદર્ભે વિચારવા જેવી છે.

એ જ રીતે ઇન્ટરનેટ જેટલું ઉપયોગી માધ્યમ બન્યું છે એનાથી એ વધારે માનવ–ચિત્તની રાક્ષસી વૃત્તિને વ્યાપક ફેલાવવાનું નિમિત્ત પણ એટલું જ બન્યું છે. ટિનએજ અને એથી એ આગળ વધીને બાળકોમાં વ્યસનરૂપે વ્યાપી ચૂકેલું ઇન્ટરનેટ માળખું વ્યભિચાર અને સામાજિક બદીઓનો પ્રચાર–પ્રસાર કરનારું માધ્યમ બની રહ્યું હોવાના અહેવાલો ચિન્તા જનક જ નહીં અંધકારમય ભાવિનો નિર્દેશ કરનારાં છે.

ટેલિવિજન અને ફિલ્મના માધ્યમથી ભાગ્યે જ કોઈ દેશ–સમાજ વણસ્પર્શ્યો રહ્યો છે આજે. આ બંને માધ્યમે માનવજાતની મોટી સેવા કરી છે. ભવ્ય ભવિષ્ય સર્જવામાં એમનો ફાળો રહેલો છે એ વાતને સ્વીકાર્યા પછી પણ જે પ્રશ્ન રહે છે તે આ જ કે, કેટલીય સામાજિક સમસ્યાના મૂળમાં પણ આ માધ્યમો રહેલા છે. હમણાં જ જેને રાષ્ટ્રીય એવોર્ડથી નવાજવામાં આવી એ ફિલ્મ – 'ડર્ટિ પિક્ચર'– આ સમાજને શું ચીંધવા માંગે છે. એ કયો આદર્શ આપણી સામે પ્રસ્તૃત કરે છે...! એ પ્રશ્ન છે. એમાં કલાસર્જનની સ્વતંત્રતાના નામે દલીલો થઈ શકે પણ એ બાળમાનસથી માંડીને મોટેરાઓની કઇ વૃત્તિઓને ઉત્તેજક

નીવડશે એ વિશે તો પ્રશ્ન હોઇ શકેને..? એમાં નારીનું જે રૂપ આલેખાયું છે તે સમાજની હકીકત હોવા છતાં જે રીતે પ્રદર્શિત કરાયું છે તે પ્રશ્નો નથી સર્જતું શું ? એ જ રીતે ટી.વી. પર આવતી અનેક જાહેરાતો પૈકી કોઈ જાણીતી કંપનીના પરફ્યુમની જ વાત લઈને કહીએ તો પુરુષ દ્વારા એ પરફ્યુમ છાંટવાની સાથે જ જે રીતે સ્ત્રીઓ આકર્ષાય છે– એ વાત ભારત કે વિશ્વની કોઈ સ્ત્રી માટે સહ્ય હોવી જોઈએ કે નહીં ? એ વિશે વિચારવું રહ્યું. આ તો સામાન્ય ઉદાહરણો છે. કલાઓની દુનીયા સ્વતંત્ર હોઇ શકે, કલાકારને અભિવ્યક્તિ સ્વાતંત્ર્ય હોઈ શકે પણ સાથો સાથ સામાજિક દાયિત્વ પણ દરેક સમાજના સભ્ય માટે અનિવાર્ય હોય છે એ સ્વીકાર બળજબરીથી નહીં નૈતિકરીતે વિચારવાથી આવી શકે એ સમજવાની પુખ્તતા પણ કલાકારોથી માડી પ્રોડક્ટ કોઈપણ ભોગે વેચનારાં વેપારીઓએ અને સામે પક્ષે છીછરા પ્રલોભનોથી આકર્ષાઈ જતાં ઉપભોક્તાઓએ પણ સમજવી પડશે. અન્યથા નવા આંદોલનોની ભૂમિકા સર્જવા જઈ રહ્યાં છીએ.

સમગ્ર રીતે જોઈએ તો છેલ્લી દોઢેક સદીમાં વિશ્વભરની સ્ત્રીઓની સ્થિતિમાં ખાસ્સો બદલાવ આવ્યો છે તે જોઈ શકાય છે. સહજીવનથી માંડીને વિશ્વની કોઈપણ એવી બાબતો બાકી નથી– એ પછી રમતગમત હોય કે સંશોધનો હોય, સાહસિક પ્રવૃત્તિઓ હોય કે અધ્યાત્મની પ્રવૃત્તિઓ હોય, ઉદ્યોગો હોય કે પછી રાજકીય મંત્રણાઓ હોય, અવકાશની સફરથી માંડીને કલાની દુનીયામાં થતું ચૈતસિક ઉડ્ડયન હોય– સ્ત્રીઓએ પોતાની હાજરી મજબૂતિથી પૂરાવી છે. પૂરાવી રહી છે અને એના થકી જ વિશ્વનો બદલાવ જડપથી થઈ રહ્યો છે. કુદરતે નર–માદા યુગ્મને સૂચક રીતે જ બનાવ્યું છે. એકની પણ ગેરહાજરી કે નિષ્ક્રિયતા વિકાસને થંભાવી દે– એ હકીકતને સદીઓ સુધી અવગણી પણ હવે ચાલે તેમ નથી.

[1] નારી–વિમર્શ. લેખ. શબ્દસૃષ્ટિ. નવે–ડિસે. 2002. પૃ. 236.
[2] જૂઓ. ડૉ. રંજના હરીશનો લેખ. નારીવાદની સ્પષ્ટ વિભાવના. (શક્તિ) પૃ–27–41. ગૂર્જર પ્રકાશન. અમદાવાદ
[3] શતરૂપા. સંપા. શરીફા વીજળીવાળા. ગૂર્જર પ્રકાશન. પ્ર.આ. 2005
[4] ધર્મ, અર્થ, કામ અને મોક્ષ

**ડૉ. નરેશ શુક્લ**
**અધ્યક્ષ, ગુજરાતી વિભાગ,**
**ગુજરાત કોલેજ(સાંજની) અમદાવાદ–6**

**ડૉ. હેતલ ઠક્કર**
**આસિ. પ્રો. સમાજશાસ્ત્ર વિભાગ**
**ગુજરાત કોલેજ (સાંજની)**
**અમદાવાદ–6**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

Special issue on
Portrayal of Women in Social and Literary World

# भारतीय संदर्भ में नारीवाद -डॉ. ओमप्रकाश एच. शुक्ल

चूंकि संगोष्ठी 'Women Portrayal' पर केन्द्रित है फिर वह चाहे साहित्य के संदर्भ में हो या साहित्येतर। Portrayal भारत में तब भी था, जब 'नारीवाद' या 'नारी-विमर्श' का कोई प्रभाव परम्परागत लेखन पर नहीं पड़ा था। हालाँकि सोच,स्तर और स्थिति भिन्न और विसंगतपूर्ण थीं। इसलिए वर्तमान भारतीय परिप्रेक्ष्य में 'Women Portrayal' को हम 'विमर्श' के रूप में और 'Feminisms' के प्रभाव में देखने-समझने का प्रयास करेंगे। नारीवाद के मूल में नारी के अस्तित्व, उसके अधिकार और क्षमताओं को स्वीकार करने की बात है, और यह बात पूरे स्वाभिमान तथा समानता के स्तर से कही गई है। दलितवाद में जिस तरह गैरदलितों के लिए कोई गुंजाइश नहीं उसीप्रकार नारीवाद में भी माना गया कि स्त्री के बारे में पुरुष की मानसिकता शत्रुपक्ष जैसी है। हालाँकि नारीवाद की यह स्थिति प्रारंभिक थी और पश्चिमी थी, इसलिए मान लेना चाहिए कि नारीवाद पर किसी पुरुष-लेखन का वह हश्र नहीं होगा जो कभी दलितवाद के संदर्भ में मुंशी प्रेमचंद का हुआ था। नाक-भौं चढ़ाते हुए ही सही, किन्तु अब एक बड़ा वर्ग नारीवाद और दलितवाद में जातीय-चेतना और वर्ग-चेतना विशेष को स्वीकारने लगा है। इसीलिए जब कोई स्त्री रचनाकार लिखती है तो वह अपनी सोच, दृष्टि और अनुभवों को जिस तरतीब से रखती है, वैसा पुरुष रचनाकार के लिए असंभव-सा होता है। 'द सेकेण्ड सैक्स' से लेकर 'रसीदी टिकट', 'मीरा याज्ञिक की डायरी', 'काग़जी है पैरहन' आदि में जो दृष्टि, सोच, अनुभव प्रस्तुत हुआ है, वैसा पुरुष रचनाकार शायद न भी कर पाता। किन्तु इसके साथ यह भी ग़ौरतलब है कि बतौर नारी-लेखन, स्त्री-रचनाकारों की सभी कृतियाँ प्रायः ऐसी नहीं होती - यानी बहुत कुछ ऐसा होता है जहाँ स्त्री-पुरुष रचनाकारों की सोच, दृष्टि और अनुभव रचना के धरातल पर समान होता है-सामान्यीकृत। एक उदाहरण से बात स्पष्ट की जा सकती है, रूप-लावण्य पर आसक्त मानसिंह को मृगनयनी कहती हैः "नियम संयम के

साथ रहिए और मुझको भी रहने दीजिए । मैं चाहती हूँ कि उन गुणों के साथ मेरी देह में वही बल बना रहे जिसको राई से ले कर आई हूँ, जिसके भरोसे मरे हुए सुअर को पीठ पर लाद कर गाँव तक लाई थी...”[1] क्या स्त्री के संदर्भ में ऐसा कुछ भी लिखने के लिए पुरुष को छद्म स्त्री-नाम का आश्रय लेना होगा ?

भारतीय संदर्भ में नारीवाद विषयक सोचें तो नारी विमर्श का वह रूप और पैमाना जो पश्चिमी देशों द्वारा अख़्त्यार किया गया, या रूसो, ग्रेगरी ने नारी विषयक सोचा, वैसा यहाँ नहीं उभरा है । यहाँ की सामान्य स्त्रियाँ वर्षों बाद भी क्रिस्टाबल पैंकहर्स्ट (ब्रिटेन) की तरह यह नहीं सोच पाई हैं कि ‘विवाह स्त्रियों के लिए भयानक खतरा है।’ मर्सी वॉरेन, एबिगेल एडम्स, कोन्दोर्स, ओलिम्पी द गूजे, जॉन स्टुअर्ट मिल, चेर्नीशेव्स्की, मार्क्स, एगेल्स,बेबेल, लेनिन, अलेक्सान्द्रा कोल्लोन्ताई आदि ने स्त्री-विषयक अपने विचार और चिन्ता प्रकट करते हुए क्रांतिकारी सुझाव दिये । अमेरिका और फ्रांस के बुर्जुआ वर्ग ने सत्ता हासिल होते ही ‘स्वतंत्रता, समानता और भ्रातृत्व’ को दरकिनार करते हुए चर्च से गठबंधन कर लिया । अमेरिकी क्रांति (1776-83) के दौरान स्त्रियों के मताधिकार और सम्पति के अधिकार की मांग को भी इसी बुर्जुआ वर्ग ने दबा दिया था । किन्तु अब स्त्रियाँ अपने अस्तित्व और अधिकारों के बारे में अधिक सजग और प्रतिक्रियावादी होने लगी थीं । वालस्टनक्राफ्ट, विलियम थाम्पसन, जेम्स मिल आदि ने शिक्षा पर पुरुष के वर्चस्व को खत्म करने की बात के साथ यह भी स्थापित किया कि बौद्धिक स्तर पर स्त्रियाँ भी उतनी ही समर्थ हैं जितना कि पुरुष । बीसवीं शताब्दी में पुरुष की वर्चस्वादिता, उसकी रूढ़, परम्परावादी मानसिकता, यौनिक शोषण और सामाजिक -आर्थिक दासता के विरुद्ध व्यापक फलक पर नारीवाद आंदोलन के रूप में उभरने लगा ।

स्त्री-विमर्श को ले कर भारतीय साहित्यकारों और नारीवादी संगठनों में अंतर रहा है। प्रारंभ में नारीवादी संगठन जहाँ राजनीतिक हथकण्डों का शिकार हुआ वहीं नारी-लेखन (सहित्यकार) विदेशी ‘वादों’ और ‘पैटर्न’ का अनुकरण करने में गौरवान्वित महसूस करता रहा । लड़की को जन्म से ही (अब तो जन्म से पहले भी) सतत यह अहसास कराया जाता है कि वह पुरुष नहीं, औरत है । उसका स्थान माता-पिता, पति और पुत्र के आश्रय में है । स्त्री होने का सुख वह मानसिक और शारीरिक रूप से उठाती तो बेहतर होता, लेकिन यह बात तभी संभव होती जब पुरुष की सोच स्त्री की सोच से मिलती । ऐसा न होने के पीछे युगों-युगों की पुरुष की वर्चस्ववादी मानसिकता, स्त्रियों का सौन्दर्य एवं नाजुकता, उसकी कमनीय काया, सद्गुण एवं शालीनता आदि कारक जिम्मेदार माने जाते रहे हैं। सीमोन बोउवार कहती हैं कि ‘स्त्री पैदा नहीं होती, गढ़ी जाती हैं ।’ अर्थात नवजात शिशु पर


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 6, Continuous Issue 12, November - December 2012

अत्याचार एवं शोषण का सिलसिला समाज और परिवेश को प्रभावित करनेवाले कारकों के द्वारा शुरू हो जाता है । पश्चिमी यौन-मुक्त सभ्यता का प्रभाव भारतीय साहित्य पर भी पड़ा । हिन्दी में प्रयोवाद, नयी कविता और अकविता में इसकी झलक देखी जा सकती है ।

सुशान बैसनेट ने (फैमिनिस्ट एक्सपीरियन्सेज, द वुमेन्स मूवमेंट इन फॉर कल्चर्स) के अनुसार 1970 तक आते-आते "यौन-सुख का प्रश्न असाधारण रूप से महत्वपूर्ण हो गए थे। तथा महिलाओं की यौन स्वतंत्रता को ही उनकी मुक्ति मान लिया गया था । पुरुषों की तरह रोज अपने साथी को बदलना, जब भी जहाँ कहीं, जिस किसी के साथ पूर्ण सुख की कामना करना ही नारी मुक्ति की तस्वीर बन कर रह गई थी.......।"[2] 1980 के दशक तक आते-आते सैक्स को पुरुषों की हिंसा, स्वायत्ता का हनन,पशुत्व के चिन्ह कहा गया । कहा तो यहाँ तक गया कि पुरुष शत्रु है। पुरुषों के साथ यौन-संपर्क करनेवाली महिलाएं उस शत्रु की सहयोगी हैं ।(एम.इवान्स संपादित,द वुमेन क्वेश्चन रीडिंग ऑफ द सब ऑरडीनेशन ऑफ वुमेन)[3] इसतरह लैसबियन सम्बन्ध को बढ़ावा मिला और पोर्नोग्राफी के पक्ष में दलीलें दी जाने लगीं । भारत में पहले ऐसा कुछ भी नहीं था ऐसा तो कतई नहीं कहा जा सकता किन्तु इससे समस्या को भयावह बनने में मदद मिली । इस विषयक समाज, धर्म और संस्कृति की परम्परागत सोच, उपदेश, मान्यता आदि को ढहाने के कार्य में पश्चिमी वादों ने अहम भूमिका निभाई । बावजूद इसके, उसे अभी तक तो सामाजिक मान्यता नहीं मिली । वास्तव में, यह वह दौर था जब लैंगिक भेद, स्वच्छन्दता की बात अधिक कही गई और सामाजिक प्रश्नों को दरकिनार किया गया ।

भारत में नैतिक मूल्य इस कदर तो धराशायी नहीं हुए कि उन्हें सामाजिक मान्यता मिल जाय, हालाँकि परदे पीछे का सत्य कुछ और रहा है । यहाँ सभ्यता और संस्कृति के साथ वैज्ञानिक अभिगम से बार-बार कहा जाता रहा है- 'माँ का दूध बच्चे के लिए सर्वोत्तम आहार है ।' पढ़ी-लिखी, आर्थिक रूप से आत्मनिर्भर उच्चवर्ग एवं उच्च-मध्यवर्ग की स्त्रियों ने अपने स्वास्थ्य का ख़याल रखते हुए अपने ढंग से बच्चे के पालन-पोषण का मातृ-दायित्व निभाया । भारत में षोडश संस्कार को 'संस्कार' मासिक धर्म को 'धर्म', संतानोत्पत्ति को 'ऋणमुक्ति' कहा गया है । इसीलिए सीमोन बोउर जब कहती हैं नारी को अपने नारीपन से मुक्त करना होगा या वे मासिक धर्म, प्रजनन, गर्भावस्था और दुग्धपान एवं ऐसी तमाम प्रक्रियाओओं को हैरत, जुगुप्सा या जंजाल के तौर पर देखती हैं तो वह पढ़ीलिखी नौकरी-पेशा से जुड़ी भारतीय स्त्रियों के एक बड़े तबके के मन में भी फिट नहीं बैठता, सामान्य स्त्रियों की तो बात ही अलग है। ये स्त्रियाँ अपने अधिकार एवं कर्तव्य के बारे में जागरूक

होने के साथ-साथ करुआ चौथ का व्रत भी रखती हैं और छठ पूजा भी करती हैं । अब तक बहुत पानी बह चुका है, पश्चिम में भी 'Synthesis' की अवस्था आ चुकी है और भारत में वैसी स्थिति तो कभी खड़ी ही नहीं हुई थी या मर्यादा में थी, अब भारत का अधिकांश नारी लेखन प्रतिक्रियावाद की अपेक्षा सुलझी हुई सोच और दिशा के साथ हो रहा है।

बेट्टी फ्रिडेन द्वारा 1966 में स्थापित National Organization of Women (NOW) ने स्त्रियों के उत्थान और विकास के लिए परम्परागत बंधनों, रूढ़ियों को उखाड़ फेकते हुए अमरीकी स्त्रियों की मानसिकता और आंकाक्षाओं को बल दिया । निःसंदेह उनका प्रयास सराहनीय रहा किन्तु नारीवाद की होड़ और नोचखसूट में वेलरी सोलोनस ने 1968 में Society for cutting up Men (SCUM) यानी पुरुषों का कद छोटा करने का संगठन (!) की स्थापना की । भारतीय सभ्यता और संस्कृति में अपनी रेखा बड़ी करने के लिए किसी दूसरे की रेखा छोटी करना उचित नहीं माना गया इसलिए SCUM का प्रभाव भी यहाँ नहीं पड़ा दीखता । वास्तव में, नारीवाद के दो मुख्य रूप- प्रतिक्रियावादी या विद्रोही नारीवाद और समाजवादी या उदारतावादी नारीवाद का अपना इतिहास है, अपने रास्ते हैं किन्तु लक्ष्य एक है । बेहतर होता यदि उभयनिष्ठ संवादात्मक स्थिति का निर्माण किया जाता ।

मेरी वोल्सटनक्राफ्ट ने स्त्रियों के मस्तिक,शिक्षा, शरीर की शक्ति और पुरुष जैसे परिवेश पर बल दिया तो एंगेल्स ने महिला मजदूरिनों की खराब स्थिति को देखते हुए पहले यह कहा कि रोजगार औरतों से उनका वास्तविक औरतपन छीन लेता है । ('इंग्लैण्ड में मजदूर वर्ग की दशा') किन्तु बाद में स्त्री को सर्वहारा करार देते हुए उसे सार्वजनिक उद्यम में ले आने की बात कही । ('परिवार निजी सम्पत्ति और राज्य की उत्पत्ति')[4] यह भी विचारणीय है कि कामगर मजदूरिनों और किसान औरतों की आवश्यकताओं और समस्याओं पर सीमोन ने कितना ध्यान दिया ? भारतीय परिवेश में देखें तो स्थिति में भिन्नता है, जहां स्त्री आर्थिक जिम्मेदारी वहन करती दिखती है वहां उसका वर्चस्व है उदाहरण के तौर पर गुजरात का वाघरी एवं छारा समाज, दूसरी ओर उत्तर भारत की वे दलित औरतें जो खेतों में या अन्यत्र मजदूरी करती हैं, किन्तु वे आर्थिक बाबतों में इतनी स्वतंत्र नहीं हैं, आदि..।

भारत की बात करें तो हमें देखना चाहिए कि राजनीति में, सैन्य-निर्णयों में बड़े आर्थिक मसौदों में, परमाणु करार आदि मामलों में क्या पुरुष वर्चस्ववादिता काम नहीं कर रहा ? एफ.डी.आई. के मसले को सिर्फ राजनीतिक-आर्थिक दृष्टि से क्यों देखा जा रहा है ? क्या वहाँ अब भी स्त्रियों की

समझदारी के संदर्भ में रूसो के पक्षधर हैं ? या विदेशी नीति को लेकर उपभोक्ता वर्ग, जहाँ बहुत बड़ा हिस्सा स्त्री का है, के परामर्श या ऐसे किसी सर्वे को लेकर बवंडल खड़ा करना उचित नहीं ? अमरीका जैसे देश या देशों में जब पचास प्रतिशत विवाह तलाक में तब्दील हो रहें हैं और वहाँ का बुद्धिजीवी वर्ग ही नही, सरकार भी भारतीय सभ्यता और संस्कृति को समझने का प्रयास कर रही है तो अपने ही घर में हमें अवकाश क्यों नहीं मिलता ? केन्द्र सरकार के महिला एवं बाल कल्याण मंत्रालय ने गृहिणियों (home maker) के लिए  वेतन का प्रस्ताव रखा है । महिलाओँ की स्थिति सुधारने के लिए सरकार द्वारा उठाया जानेवाला कदम प्रशंसनीय है, लेकिन उनका यह तर्क और उद्देश्य कि इससे देश की जी.डी.पी. बढ़ेगी कितना सही और व्यावहारिक है  ?  जी.ड़ी.पी. अर्थात सकल घरेलू उत्पादन । क्या ऐसा कतई नहीं हो सकता कि तब स्त्री को भी वस्तु के रूप में देखा जाय !  और वस्तु की कीमत गुणवत्ता तथा मांग के आधार पर तय होती है तो गुणवत्ता कम होने या खत्म होने पर — 'जागो ग्राहक, जागो' !   जी.डी.पी. बढ़ाना आवश्यक है और स्त्रियों की आर्थिक स्थिति भी सुधरनी चाहिए किन्तु स्त्रियों का उपयोग साधन के तौर पर करना कितना उचित है ?

वैश्विक राजनीति के परिप्रेक्ष्य में देखें तो बड़ी विषमता और चिंताजनक स्थिति से रूबरू होना पड़ता है । लोकतंत्र और आधुनिकता के संदर्भ में अमेरिका को प्रायः अग्रिमता दी जाती है, स्त्री-स्वातंत्र्य के व्यावहारिक पक्ष और सैद्धांतिक पक्ष के बीच जो अंतर देखने को मिलता है, वह क्या विचारणीय नहीं है ? स्त्री मताधिकार से लेकर स्त्री राष्ट्रपति तक की तमाम बातों कों भी इस संदर्भ में देखना-सोचना चाहिए । भारत में स्त्री ने मुख्यमंत्री के रूप में ही नहीं, पार्टी अध्यक्ष, प्रधानमंत्री, राष्ट्रपति के पद पर रह कर महत्वपूर्ण भूमिका अदा की है । यहाँ ग़ौरतलब है कि भारतीय संसद में मात्र स्त्रियों का संख्या मात्र 10.7%  हैं, निश्चय ही यह संख्या बहुत कम है, जबकि बांगलादेश में 19.7% और पाकिस्तान में 21 % स्त्रियाँ संसद में हैं, भारत से अधिक स्त्रियाँ बांगलादेश और पाकिस्तान की संसद में हैं तो क्या वे स्त्रियों के पक्ष में भारत की अपेक्षा बेहतर दृष्टि विकसित कर सकी हैं ?  या उन्हें भारत की अपेक्षा अधिक स्वतंत्रता मिल पाई है ? प्रश्न तुलना का नहीं है, सोच और दृष्टि का है – विरासत और सियासत का है । स्त्री सरपंच से लेकर स्त्री सासंद तक को यह सोचना चाहिए कि राजनीति में उनके आने से परिवर्तन कहाँ और कितना हुआ है ? क्या परम्परागत पुरुष मानसिकता और कार्य-पद्धति पर वे मुलम्मा लगाकर अनुकरण तो नहीं कर रहीं ? स्त्री-शिक्षा, स्त्री-भ्रूण हत्या, भ्रष्टाचार आदि संदर्भों में उसकी अपनी सोच और क्रियान्वयन में वह कितना खरी उतरी है ?

डॉ.कैथरिन एंजिल की पुस्तक अनमास्टर्डः ए बुक ऑफ डिज़ायर में लेखिका ने स्त्री-पुरुष की जातीय स्वतंत्रता की मुक्ति और स्वीकृति पर बल दिया है । उनका मानना है कि सुखी वैवाहिक जीवन के लिए तथाकथित जातीय वफादारी की कोई आवश्यकता नहीं है, सैक्स का सम्बन्ध चरित्र से नहीं जोड़ना चाहिए । उलटे, वे कहती हैं कि विवाह की सफलता का आधार है— एडल्टरी यानी इतर या नाजायद सम्बन्ध ! डॉ.कैथरिन एंजिल तो यहाँ तक कहती हैं कि स्त्रियों के पास पुरुषों को आकर्षित करने के लिए एक मात्र पूंजी है – इरोटाक कैपीटल । उनका मानना है कि ब्रिटैन और अमेरिका में विवाह-विच्छेद जिस कारण हो रहे हैं उसके मूल में ही उसका समाधान छिपा हुआ है – विवाहेतर सम्बन्ध को सरलता से स्वीकार करना सीखना । बात भी सही है कि जब स्त्री-पुरुष दोनों सैक्स सम्बन्ध में इस तरह स्वतंत्रता रखते हैं तो आपसी स्वीकृति और समझदारी क्यों नहीं रखते ? भारतीय संदर्भ में देखें तो यहाँ धार्मिक-सांस्कृतिक जड़े काफी मजबूत हैं । श्रद्धा और विश्वास, कर्म का सिद्धांत, दाम्पत्य-जीवन का बंधन आदि ऐसे परिबल हैं । इसका मतलब यह कतई नहीं कि स्त्री-पुरुष में यहाँ अवैध सम्बन्ध नहीं है, बल्कि धर्म और मर्यादा की आड़ में बहुत कुछ कल्पनातीत भी होता है । कानूनी तौर पर लड़कियों के लिए विवाह की उम्र अट्ठारह वर्ष है किन्तु वह सोलह वर्ष की उम्र में जातीय सम्बन्ध स्थापित कर सकती है, दूसरी ओर खाप पंचायतें हैं जो लड़कियों को जीन्स पहनने और मोबाइल प्रयोग पर प्रतिबंध लगाती हैं, मुस्लिम समाज की पढ़ीलिखी लड़कियों के सामने भी ऐसी कई समस्याएँ हैं जिनका वे विरोध करना चाहती हैं, किन्तु समाज में रहना जो है ! समानता की बात करनेवाला यह समाज स्त्रियों को मस्जिद में नमाज़ पढ़ने की अनुमति नहीं देता । तलाक के सम्बन्ध में भी उनकी स्थिति चिन्ताजनक है । खानपान, रहन सहन, वेशभूषा, थ्री पेज कल्चर, फिल्म-धारावाहिक आदि कारकों से जातीय-सम्बन्ध की परम्परागत अवस्था और अवधारणा प्रभावित हुई है ।

शुरुआती दौर में प्रतिक्रियावादी नारी संगठनों ने यह कहा कि स्त्रियाँ बच्चा पैदा करने की मशीन नहीं हैं बात तो यूँ ग़लत भी नहीं कही जा सकती स्त्रियों को अपनी कोका उपयोग उचित ढंग से करें किन्तु कोख किराये पर दी जाने की बात जहां कुछ हद तक समस्या का समाधान है, वहीं एक नई एवं भयंकर समस्या को भी खड़ी करती है । कोख किराये पर देनेवाली स्त्री शारीरिक, मानसिक, शैक्षिक रूप से समृद्ध होती है और वह अपने होशो-हवास में करारनामें पर हस्ताक्षर करती है, ये स्त्रियाँ न तो हाई प्रोफाइल या उच्च वर्ग की होती हैं न ही निम्न वर्ग की ! क्या शोषण के इस प्रकार की ओर हमारा ध्यान नहीं जाना चाहिए ? क्या गुजरात जैसे समृद्ध राज्य को इस बारे में गंभीरता

से नहीं सोचना चाहिए ? ऐसी स्त्रियों की एक अलग दुनिया भी देखने को मिलती है जो फिल्मों, विज्ञापनों, कॉरपोरेट आदि में संलग्न हैं। धर्म और संप्रदाय के प्रचार-प्रसार में नारियों के योगदान से सभी भिज्ञ हैं, उनके साम्राज्य में ठीक वैसा ही बहुत कुछ होता है जैसा पुरुष साधु-संतों या स्वामी-महात्मा के दरबार में होता है । क्या वज़ह है कि भारत की सामान्य की महिलाएँ योग्यता होने पर भी अमुक व्यवसाय या क्षेत्र में जाना पसंद नहीं करतीं ? स्त्री अपने स्त्रीत्व को वरदान समझें या नहीं किन्तु प्राकृतिक रचना और पुरुषों की सीमाओं को उन्हें समझना होगा । काग़जी लेखा-जोखा और 'वाद' से हटकर स्त्री मात्र के अस्तित्व और विकास की चिंता कितने नारीवादी संगठन या स्वयं को नारीवादी माननेवाली कितनी नारियाँ करती हैं, अपने ही गिरेबान में झांकना क्या उचित नहीं है ? किन्तु इससे निराश हुए बिना सावधान होकर कार्य करने की आवश्यकता है । स्त्री और पुरुष एक ही सिक्के के दो पहलू हैं, सिक्के का कोई एक बाजू या पहलू खराब होने पर सिक्का खोटा ही कहलायेगा । भारत में सरकारी प्रयासों, स्त्री संगठनों और स्त्रियों के सामूहिक प्रयासों तथा शिक्षा के प्रसार से स्त्री के संदर्भ में पुरुषों के परम्परागत नजरिए में लगातार विधायक बदलाव देखने को मिल रहा हैं, तो स्त्रियों को भी इस बदलती मानसिकता में संवादात्मक स्थिति अधिक बलवती हो ऐसे प्रयास करने चाहिए ।

[1] मृगनयनी,वृंदावनलाल वर्मा

[2] सरला माहेश्वरी,नारी प्रशन, पृ.42

[3] उद्धृतः वही,पृ.52

[4] उद्धृतःनारी प्रश्न,सरला माहेश्वरी, पृ.20

---

**डॉ. ओमप्रकाश एच. शुक्ल, गुजरात कॉलेज(सायं), एलिसब्रिज, अहमदाबाद.**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

Special issue on
Portrayal of Women in Social and Literary World

# Gender- Bias in Fairy Tales and their Influence on Young Female Minds: Namita Sharma

I consider myself lucky to have had a childhood where I could indulge in dreams and dreaming. I belong to a generation where reading was the best and at times the only source of entertainment. Thus, I grew up on a healthy dose of Grimm's and Disney fairy tales in addition to Enid Blyton and Agatha Christie. At that age like every little girl I was happy to live in a make-believe world of enchantment – uncorrupted by doubt and technology. Lately however, questions have arisen regarding the impact of these fairy stories on little female minds. On the surface, they seem to be innocent narratives of childlike fancy which have actually originated as European folk tales, which were, like the Grimm brothers, famously transcribed by writers and retold to wider audiences. What our elders didn't point out was how the female almost always played the central figure in these stories and the stereotypical roles they played out. The heroine, like Cinderella, Snow White or Rapunzel was a weak character, who constantly submitted to other's wishes and did only good. Everyday, she would look out of her window to the castle in the distance, constantly dreaming of her day of reward and pining for her Prince Charming to come and whisk her away.

At the other end of the line is the female villain in the form of the step mother or the step sisters. Villains were almost always certainly female in fairy stories, as for example, Cinderella's stepmother and stepsisters, but in real life not every stepmother or sister is evil. Most kids grow up fearing step mothers or fathers due to these tales they have read. Evil witches and wicked fairies are aplenty too, for example, the witch that wanted to eat Hansel and Gretel and the evil fairy who cursed Sleeping Beauty. Even the crocodile who wanted the monkey's heart was female, the husband was a loyal friend. The paper shall be a humble attempt to explore how fairy stories from the west have played a major role in conditioning innocent females into fitting particular gender roles.

Most successful writers of children's novels have been females – Enid Blyton, Agatha Christie and of course lately, J.K. Rowling. Strangely enough, these writers have proven that it took females centuries of writing to move away from the stereotyped themes that were usually taken up by the writers of fairy tales where females were depicted as damsels in distress waiting to be saved. Female characters were depicted as good, dutiful daughters whose ultimate reward would be marrying a prince. Rarely, did we read of a wizard as being evil and if at all a male did show cruelty, then he showed it under the spell of a witch as in the case of the 'beast' waiting for the patience of his beauty. Though each fairy tale had a different moral to impart at the end of the story, there was one aspect that was crystal clear as far as girls were concerned namely that patient endurance would fetch a handsome husband and rebellion would lead to doom.

પહેલા અંકમાં દ્રૌપદી નિયતીકૃતા છે, નિયમરહિતા છે. વેરપિપાસીની છે. તેને મન પાંચેય પતિ ફક્ત 'પાંડુપુત્ર' જ છે. અહીં દ્રૌપદીને પોતાના અસ્તિત્વ માટેની ઝંખના ખૂબ તીવ્ર છે સાથે અપમાનની અગનજવાલામાંથી જન્મેલી વેરવૃત્તિ પોષક વ્યવહારને દ્યોતક નારીપાત્ર જોવા મળે છે.

જેના પાંચ પાંચ પતિ છે એવી પાંચાલીને પણ ભર સભામાં અપમાનિત થવું પડે, પતિઓ મૂંગે મોઢે જોયા કરે, અર્જુનને પરણીને આવ્યા છતાં પાંચ ભાઈઓની પત્ની થવું પડે, વસ્તુની જેમ પત્ની વહેંચાય છતાં પણ પાંડુપુત્રો વિરોધ ન કરે, દ્રૌપદીનાં અસ્તિત્વને વસ્તુ લેખી કોઈ અધિકારની ભાગીદાર ન બનાવાય એવી વિદુષી સ્ત્રી તલવારથી વધુ ધારદાર કે પછી વિષથી વધુ ઘાતક વાણી ધરાવે તેમાં કોઈ આશ્ચર્યજનક વાત નથી. તેથી જ દ્રૌપદી કહે છે કે, હું ઊથલપાથલ ઈચ્છું છું... દ્રુપદની પુત્રી કુંવારી છે. તમે તેનું તન જીત્યા છો, હવે એનું મન જીતવા યુધ્ધે ચઢો...તું તમને સુખેથી રાજ્ય ન કરવા દઉં...હું ફૂંકતા શંખધ્વનીથી રોમાંચિત થાવ છું... હું દ્રૌપદી પાંચ પાંચ પતિ છતાં સતી મારો દર્પ એ તો મારું અસ્તિત્વ છે. મારું વેર એ મારું ચાલકબળ છે. હું પાંચાલી છું; હું ક્ષણાર્ધ માટે પણ હું ન મટું. હું માના ગર્ભમાંથી નથી જન્મી. પૃથ્વીના ગર્ભમાંથી યજ્ઞની વેદીમાં, અગ્નિની જવાળાઓ વચ્ચે હું જન્મી છું...' અહીં દ્રૌપદીનાં સંવાદોમાં 'હું' મુખ્ય જણાય છે. તે પોતાના અસ્તિત્વની સભાનતાથી એક પળ માટે પણ દુર રહી શકતી નથી. આ સંવાદોમાં existentialist feminism છે. જયારે તે આ વેરવૃત્તિનું કારણ આપતા જણાવે છે કે,

> 'મા કુંતાએ જે ક્ષણે મારા સ્ત્રીત્વનું હનન કર્યું અને મને વસ્તુ લેખી એ ક્ષણથી જ, હું તમારા સૌનું પતન થાય અને એનું નિમિત્ત હું બનું એમ ઝંખતી હતી.'(સૂત્રધાર પૃ.૮)

આ દ્રૌપદીનાં સંવાદોમાં Anarcho feminism ની વિભાવના સાર્થક થતી જણાય છે તેની બંડખોર પ્રકૃતિને નાટ્યકાર આ નાટકમાં અગ્નિનું બિરુદ આપી ન્યાય આપવાની કોશિશ કરે છે. આમ પણ મહાભારતની દ્રૌપદીનું પાત્ર સદીઓથી નવા અર્થઘટન પામતું રહ્યું છે. છતાં આ નાટકમાં કટાક્ષમાં દ્રૌપદી પોતાની જાતને 'કિંકરી' કે 'દાસી' સંબોધે છે. નારી રાજમહેલની હોય કે સામાન્ય ઝુંપડામાં રહેતી તે નિ:સ્વાર્થ પ્રેમને કદી ભૂલી સકતી નથી તેથી જ તો અહીં દ્રૌપદી પણ કહે છે કે, 'પાંચ પતિએ નથી, કેવળ કૃષ્ણે મને વિના શરતે ચાહી – કેવળ કૃષ્ણે. એને કોઈ મર્યાદા નડી નહીં. એણે મારા માટે યુધ્ધના નિયમો પણ તોડ્યા.' પાંચ પાંચ પતિ હોવા છતાં દ્રૌપદીને જીવનની દરેક ક્ષણે સખાની જરૂર પડી. આ અંકમાં નારીસંવેદના અને નારીસંકુલતાને ધારદાર સંવાદો દ્વારા વાચા મળી છે. દ્રૌપદીનાં સ્વભાવની રેખાઓને નાટ્યકાર આ રીતે અલંકૃત કરે છે,

> 'થીજેલા સમુદ્રની
> ખળભળતી નદી.
> આમ શાંત શાંત છે,
> પણ એનું ભડભડ બળતું એકાંત છે.'(સૂત્રધાર પૃ.૩)

અથવા

> 'હું હવા છું... ઝંઝા છું...હું પગ વાળી બેસી ન શકું અને કોઈને કંપાવ્યા વગર, હું છું એનો મને લેશમાત્ર વિશ્વાસ ન બેસે.'(સૂત્રધાર પૃ.૫)

આ નાટકમાં કુન્દનિકા કાપડીયાની 'સાત પગલા આકાશમાં' નવલકથાની જેમ રાઉન્ડ ટેબલ ફરતે જે વ્યક્તિઓનું વર્તુળ રચાતું જાય પણ કેન્દ્ર વસુધા રહે. એજ રીતે અહીં પાંડવોનાં પાત્રો એક પછી એક આવતા જાય પણ કેન્દ્રમાં તો સૂત્રધાર દ્રૌપદી જ બનતી જણાય.

૧૮૮૩માં 'સ્ત્રીત્વ' નામના નિબંધમાં મણિલાલ નભુભાઈ લખે છે કે, 'ઘરમાં જ સ્ત્રીઓનું રાજ્ય છે, ગૃહિણી એટલે કોઈ પણ ઘર બંધાયું તેની મુખ્ય સાચવનારી કહી છે.' તો અહીં પણ સ્ત્રી સૂત્રધાર હોવાની વાતને સમર્થન મળે છે. ગુજરાતી સાહિત્યમાં ઐતિહાસિક નવલકથાઓ આપનાર મુનશીએ પણ મંજરી, મીનળ, મૃણાલ ઈત્યાદી જેવા તેજસ્વી પાત્રો સર્જ્યા, પણ એમની આ તેજસ્વી સ્ત્રી પુરુષ વિના અધૂરી છે, માંદલી છે. એવું લાગે કે સ્વતંત્ર બનવા મથતી સ્ત્રીને શબ્દોની મધલાળથી લપેટીને ફરી પુરુષો આધારિત જોવા આ સર્જક ઇચ્છતા ન હોય ! આ વિશે સુસ્મિતા મ્હેડે નોંધે છે તેમ,

> 'આવી ઉન્માદક, વિદુષી, તેજસ્વી નારી, અંતે હું તમારી દાસી એમ કહે તેમાં મુન્શીના પુરુષ સ્વભાવ સહજ અહમનો પડઘો છે. તેમાનાં બધા જ તેજસ્વી–સ્ત્રી પાત્રો અંતે કોઈને કોઈ પુરુષને નમે છે.'(સરોજ પાઠકના કથાસાહિત્યમાં નારી પૃ.૧૧૬)

લૂસ ઈરીગરે નામના મનોચિકિત્સકના મતે સ્ત્રી અને પુરુષની કાલ્પનિકતા વચ્ચે ભેદ રહેલો છે. આપણે સ્ત્રી વિશે જે કાંઈ જાણીએ છીએ તે પુરુષ દ્રષ્ટિએ રજૂ થયું છે, એટલે કે આપણે પુરુષે રજૂ કરેલી સ્ત્રીને ઓળખીયે છીએ. ઘણીવાર એમ બને કે સ્ત્રી પર કેટલાક ગુણો આરોપી આદર્શ મૂર્તિ બનાવવામાં આવે છે. જે વિચારોમાં હવે પરિવર્તનની આવશ્કતા છે.

ક્યારેક સ્ત્રીઓ પરંપરાથી ઉફરા ચાલવાનું વિચારે અને ચાલે પણ ખરી પરંતુ જયારે કોઈ પુરુષ સર્જક સ્ત્રીને સાહિત્યના માધ્યમથી આલેખવાનું વિચારે ત્યારે સ્ત્રીની સ્વત્રંતા પર કાપ મુકવાનું સાહસ નથી કરતો પણ શરૂઆતમાં પોતાના સૌન્દર્યને કારણે, આગવા દેહને કારણે, પ્રેમાળ સ્વભાવને કારણે ઘણા પુરુષોને આકર્ષતી શોભા જેવી નારી અંતે ફ્રેમમાં ફ્રીઝ કરેલા પતિ મેઘલ સમક્ષ આવીને પોતાનો થાક, પોતાની હારનો સ્વીકાર કરે, એ અહીં પુરુષવાદ ચોક્કસ નજરે ચડે છે. એટલે કે જાણે સ્ત્રી ગમે તેટલું દોડી જાય પણ આખરે તો પતિ પાસેથી જ સહારો મળશે. feminismથી આગળ વધેલી નારી womanism પર જઈને અટકે અને એક standpoint શોધ્યા બાદ એક વર્તુળ પૂર્ણ કરી જ્યાંથી feminism સંદર્ભે હક્કો અને અધિકારો માટે લડતી થઈ, મેળવતી થઈ અને તે મેળવી લીધા પછી પોતાને અટકાવવાનો હક્ક્ પુરુષને સહર્ષ આપતી થાય. અહીં આ નાટકમાં શોભાની ભ્રમરવૃત્તિને કારણે રોષે ભરાયેલ નિલય હડસેલે છે ત્યારે શોભા હસતા કહે છે કે,

> 'વાહ, મને તારા જેવા જ ભડ પુરુષની જરૂર હતી. મેઘલે એક વાર, એક જ વાર મને તારી જેમ ગાળ દીધી હોય, મારા પતન પછી તારે જેમ જ રોષે ભરાઈ ધુત્કારી હોત, મારા પર ફિટકાર વરસાવ્યો હોત ….' (સૂત્રધાર પૃ.૩૬)

અહીં એક માનસિકતા નજરે પડે છે કે હવે સ્ત્રીએ ઈચ્છેલી મોકળાશ તેને મળી છે ત્યારે એનું શું કરવું એ તેને સમજાતું નથી. કોઈ હુકમ કરનાર જ ન હોય, પોતે મરજીની માલિક હોય એવી જિંદગી તો એણે જોઈ જ ક્યાં હતી ? હુકમને વશ વર્તવાની એટલી હદે આદત થઇ ગયેલી કે એને દરેક પળે પતિના વડચકાં, હુકમો યાદ આવે છે. સમજાતું નથી કે આમ કઈ વાતનું તેને ઓછું આપે છે ? આ દુવિધા ભરી સ્થિતિમાં તે પતનની ખાયમાં ધકેલાય છે. અને જીતતી દેખાવા છતાં અંતે સમગ્ર હારતી અનુભવાય છે.

આ સૂત્રધાર નાટકનાં બીજા અંકમાં આવતી શોભા, જે આજની આધુનિક, ઝડપી ગતિએ આગળ વધતી અને મોટી ઉમરે પણ પોતાનું સૌન્દર્ય આબધિત રાખતી નારી છે. તેના માટે એક ફ્રેમ કે એક ઘરેડમાં ગોઠવાવવું સહેલું નથી. તેના ઘરના બારણા પ્રતીકાત્મક રીતે ખુલ્લા જ છે. પહેલા પતિ મેઘલ અને પછી તેનાથી ઉમરમાં ઘણો નાનો એવો નિલય એક ફોટોફ્રેમમાં ફ્રીઝ થયેલા છે. શોભા સામેની આ પુરુષોની લાચાર સ્થિતિ નિલયને સમજાવતા મેઘલ કેટલાક પ્રહારો નારી જગત પર કરતા જણાય છે, જેમકે,

> હું જાણી જોઈને અહીં એક ફર્નિચરમાં ફેરવાઈ ગયો છું–(સૂત્રધાર પૃ.૩૩)

ન` એ બિચ્ચારી છે, ન હું બિચ્ચારો છું, બે ઓપોઝિટ સેક્સનાં શરીર લાંબો સમય સુધી એકમેક માટે ઉશ્કેરાટ અનુભવી શકતા નથી.' (સૂત્રધાર પૃ.૩૪)

હું કાયર છું દરેક પુરુષની જેમ..'( સૂત્રધાર પૃ.૩૪)

સ્ત્રીને મન પુરુષનાં નામ નથી હોતા.' (સૂત્રધાર પૃ.૩૮)

ઉમા વાસુદેવની 'The song for Anasuya' નવલકથામાં અનસૂયા આર્થિક પ્રગતિ માટે પુરુષોનો ઉપયોગ કરી તેમને છોડી દે છે. ત્યાં એક સવાલ છે કે 'જો પુરુષો આવું કરતા હોય તો સ્ત્રીઓ આવું ન કરી શકે ? આ ઉપરાંત સરોજ પાઠકની 'ટાઈમબોમ્બ' નવલકથામાં લવલી શોભાની જેમ જ પુરુષોને ચાહી શકે કે તરછોડી શકે છે. આ નાટકમાં પણ સ્ત્રીને એક પુરુષથી સંતૃપ્તિ નથી તેને તો નિતનવીન તેના સૌંદર્યને પૂજનાર જોઈએ તેથી જ તો બારણાં હમેશા ખુલ્લા રાખતી જોવા મળે છે. અહીં પણ નાટ્યકાર સ્ત્રીનાં સ્વભાવની એક ખાસિયત મુકવાનું ચૂકતા નથી કે જેની સાથે તે કોઈ પણ સંબંધથી જોડાઈ તેની રુચિને અપનાવતી હોય છે. શોભા નિલય સાથે શાયરીની વાત કરે છે તો મિસ્ટર મહેતાનાં ચિત્રમાં રહેલા રસને પણ અપનાવતી થાય છે. અહીં માનવમનના અને વધારેમાં સ્ત્રીના મનને અદભૂત રીતે પારખનાર ચેખોવની 'The darling' વાર્તાની નાયિકાને યાદ કરવી પડે, ક્યાં પછી 'Three sisters' નાટક સમજવું પડે. આ માનવ મનનાં અટલ ઊંડાણને સમજવા તેમાં પણ એક સ્ત્રીના મનની ગર્તાને પામવી કેટલી મુશ્કેલ છે એમાં પણ પુરુષ સાહિત્યકાર માટે તો ખરી જ ! તેના માટે નાટકનાં બીજી અંકમાં આવતી પંક્તિ ઉપયુક્ત લેખાય.

'ન સમજાય એવું આ જગતમાં માત્ર : મન.
મન માણસનું એવું જેનો કોઈ ન સમજે ભેદ;' (સૂત્રધાર પૃ.૪૫)

નારી મનની આવી જ સંકુલતા વિશે ડૉ. મધુ કોઠારી લખે છે કે,

'પ્રકૃતિની સર્વ સર્જનપ્રક્રિયા ગોપિત હોય છે તેમ નારી–મનની ઊર્મિ ચંચળ લીલાલહર પણ અદ્રષ્ટ અને રહસ્યમય હોય છે...એ નિરુદેશે રહસ્યમયતાને નારીજીવનની શાશ્વતીમાં ઉછેરતી રહે છે એટલે વિસ્મયપૂર્ણ અને કાવ્યમય બની રહે છે..પૃથ્વી સમી ધૃતિ અને કરુણા તો ખરાં જ ! પણ પ્રીતિનું આદિમ ચચળ લીલામયરૂપ અને વરદાન નારીને મળ્યા છે.' (નારી...લીલીછમ ક્યારી. પૃ.૭)

ગુજરાતી સાહિત્યનાં નારી ગૌરવવંતા નારીપાત્રોમાં – સરસ્વતીચંદ્રની કુમુદ કે શઠરાયના પરિવાની સ્ત્રીઓ સંસ્કારી ગણાતી હોવા છતાં, પણ પોતાના હ્દયમાંથી સરસ્વતીચંદ્રની છબી ભૂસી શકતી નથી. સ્ત્રી હોય કે પુરુષ આ પ્રકારની માનસિકતાને કુદરત તરફથી વ્યક્તિને મળેલી વિજાતિય આકર્ષણની વૃત્તિ માત્ર લેખી શકાય. પોતાને લાયક ન લાગે, પતિ પ્રત્યે પોતાનો અણગમો આવે, છતાં એ સંબંધથી છુટાય તો નહીં જ ને? જયંત ખત્રીની 'ખરા બપોર'ની કે સુન્દરમની 'ખોલકી'ની નાયિકા જેવી પરિસ્થિતિમાં પણ એક ભારતીય નારી પોતાના પતિનો સ્વીકાર કરે તો પછી જે વ્યક્તિને જો સ્ત્રી હ્દયપૂર્વક ચાહતી હોય તો તેના માટે આખો ભવ રાજીખુશીથી યાદોમાં કે પછી રાહ જોવામાં વિતાવી જ શકે ને? તેવી નાયિકાની પણ આપણા ગુજરાતી સાહિત્યમાં કોઈ ખોટ નથી જેમકે, રા.વિ.પાઠકની વાર્તા 'ખેમી', પન્નાલાલ`ની નવલકથા 'કંકુ', માનવીની ભવાઈની 'રાજુ' હોય કે પછી ઝેર તો પીધાં છે જાણી જાણીની 'રોહિણી' આ બધા પાત્રોમાં સ્ત્રીના ભારતીય સંસ્કારોની સાથે નારીના પ્રેમની ગરિમા અનુભવાય છે.

આ રીતે ચિનુ મોદી 'સૂત્રધાર' નાટકના અંક ત્રીજામાં નાયિકા 'રેવલી'ના પાત્રમાં શારીરિક પ્રેમને સ્થાને માનસિક પ્રેમનાં મહિમાને મૂકી આપે છે. નાટકના આ અંકમાં રેવલીના લગ્ન 'રમતુડા' સાથે થવાના

હતા, રેવલી તેને પૂરા મનથી ચાહતી હતી જો કે એ જ સ્થિતિ રમતુડાની પણ છે. તેથી જ તે ઓચિન્તો ગંજેરી બાવાની સાથે મલક છોડીને જતો રહે છે. તેના જવાને સાત વર્ષ થાય ગયા હોવા છતાં તે આવતો નથી અને રેવલી તેની રાહ જોવામાં અર્ધપાગલ અવસ્થામાં ગામમાં ફરતી રહે છે, ત્યારે ગામમાં વડીલ અને રેવલીના હિતેચ્છુ એવા પશાકાકા તેને જયારે બીજા જોડે ઘરઘરણું કરવાનું કહે છે ત્યારે 'કાકા, એક ભવમાં બે ભવ કરું?... છતે વરે કોઈ નાતનું કરે? એવાં વેધક સવાલ પૂછી બેસે છે. અહીં રેવલી ભલે રા.વિ.પાઠકની વાર્તાની નાયિકા 'ખેમી' કે પન્નાલાલની 'કંકુ'ની નાયિકાની જેમ સમાજે આપેલા અધિકાર મુજબ બીજા લગ્ન કરી શકતી હોય પણ જ્યાં મન જોડાયું હોય ત્યાં તનની ભૂખથી શું વળવાનું? બીજી તરફ રમતુડો પશાકાકાને મલક છોડીને જવાનું કારણ બતાવતા કહે છે કે,

> 'હું આ રેવલીને પૈણીનેય હંધી વાતે સુખ ના દઉં તો મારો ભોળો શંભુ રાજી ના રહે..'(સૂત્રધાર પૃ.૫૯)

બનેસંગ સાથેની પશાકાકાની આ વાત રેવલી જયારે સાંભળે છે ત્યારે નિ:સાશો નાખતા બોલે છે કે,

> 'અરરર! તે મને ઓળખી નઈ, રમતુડા; તે મને ઓળખી નઈ. અરે ભૂંડા ! હું તો તારા મનની હેવાઈ હતી, મનની. તું બોલતો પાળિયો હોત, અલ્યા તારું ધડ પથ્થરનું હોત તો ય તને હું પૂજત અરેરે ! પૈણત ને તારું અંગ જુઠું પડી ગયું હોત, લકવો મારી ગ્યો હોત તો હું તને છોડીને વચી જાત, વેરી ? અરેરેરે. તે મારા તનની ભૂખ જ જાણી, મારા મનની ભૂખ તે લેખમાં જ ન લીધી ?' (સૂત્રધાર પૃ.૬૦)

અહીં નાટ્યકાર સ્ફોટ સાથે રેવલીના મનની સ્થિરતા અને મક્કમતાનો પરિચય કરાવી આપે છે. અહીં એક ભારતીય નારી માટે 'પતિ દેવો ભવ:'ની સંસ્કારિતા અને માનસિકતા ઉજાગર થાય છે. કોઈપણ નારી પોતાના હૃદયથી સ્વીકારેલ સંબંધ માટે કે તેની ખુશી માટે કોઈ પણ ઢાંચામાં ઢળાય જઈ શકે છે, સમાજ સામે પોતાના ગમતા પાત્ર માટે સક્ષમપણે લડી પણ શકે છે.

આપણે ત્યાં નારીવાદ સાતમા દાયકામાં દેખા દે છે. જેમાં પાત્રો સામાજિક સંદર્ભને બાજુ પર રાખી પોતાના 'હું' ની શોધમાં કે પોતાના અસ્તિત્વની પ્રતીતિ મેળવવાની દિશા તરફ ગતિ કરતા લાગે. એનું કારણ આઝાદી પછી ભારતમાં શહેરીકરણ, ઔદ્યોગિકીકરણને પરિણામે બદલાયેલા જીવન વિશેના ખ્યાલો, ફિલસુફીનો પ્રભાવ, જેમ્સ જોયસ, વર્જિનિયા વુલ્ફની આંતરચેતના પ્રવાહની ટેકનીકવાળું સાહિત્ય, ફ્રોઈડે બદલી નાખેલી સેક્સ વિભાવના વગેરેને ગણી શકાય. આ દિશામાં નારીપાત્રોને પ્રવેશ આપવાનો યશ ચંદ્રકાન્ત બક્ષી, મધુરાય, સુરેશ જોશી, રઘુવીર ચૌધરીને ફાળે જાય છે. આ આધુનિકતાવાળો નારીવાદ આ નાટકમાં શોભાના પાત્રની સ્વતંત્રતા, કંઇક અંશે સ્વછંદતામાં અને પહેલા જીત્યા પછી અંતે અનુભવતી હાર અને તેમાંથી નીપજેલી હતાશા અને કરુણતાને ચિત્રિત કરતો જણાય છે પણ રેવલીનું પાત્ર ભારતીય પરમ્પરાગત નારીનું છતાં ગરિમાયુક્ત માન ઉપજાવે અને પ્રેમની વિભાવને કૃષ્ણ–રાધાના અલૌકીક પ્રેમ અને ત્યાગની પરિભાષા સાથે સંકળાતું લાગે છે. તેથી જ રેવલી નાટકના અંતમાં કહે છે કે,

> 'કા...કા..કહેજો કે અસ્ત્રીની જાત તો હવા જેવી છે. હવાને હાડ ના હોય, કાકા એ મનની ભૂખી હોય...'(સૂત્રધાર પૃ.૬૧)

આ નાટકમાં કૃષ્ણ પ્રત્યેનો રાધાનો જે સમર્પણભાવ છે તારસ્વરે નાટ્યકાર થોડી પંક્તિઓમાં સ્કુટ કરે છે કે,

> 'હું તો ગોકુલઘેલી મોરલી

તે મથુરામાં શું આવું ?

ગોકુળની હેવાયી હું

વૃંદાવન ક્યાંથી લાવું ?

ભોળી મોરલી રે ભોળી મોરલી રે..' (સૂત્રધાર પૃ.૬૧)

સ્ત્રી હમેંશા પ્રેમ વાંછે છે. એવી જ એક કિરીટ દુધાતની 'આમ થાકી જવું' વાર્તામાં સ્ત્રી જેને ચાહે છે એને દુ:ખી કરી શકતી નથી, ન તો હક્કથી એનો સમય માંગી શકે છે ન એની સુખદુ:ખની પળમાં ભાગીદારી માંગી શકે છે. એ જેને ચાહી બેઠી છે એણે છોડી પણ શકતી નથી અને છતાં મૂંગા મોઢે અપેક્ષા વગરનો પ્રેમ કરતી રહે છે, રાહ જોતી રહે છે અને પોતાનું સમગ્ર ન્યોછાવર કરતી રહે છે. આજ વાર્તામાં કિરીટ દુધાત સ્ત્રીની પીડાની સમાનાંતર પુરુષની પીડા પણ આલેખે છે. તેના જેવી જ પીડા 'સૂત્રધાર'માં રમતુડો પણ રેવલીને છોડી જતા અનુભવતો જણાય છે. આમ, નાટ્યકાર પોતે આ નાટકનાં ત્રણેય અંકમાં આવતા નારીપાત્રોની પીડા અને મનોસંકુલતા સાથે નાટકમાં આવતા પુરુષ પાત્રોની પીડા, લાચારી, સ્ત્રીને સમજવાની મથામણ, સ્ત્રીના હાથના બનતા સોગઠાંની અનુભૂતિ પણ કરાવતા રહે છે, જેથી આ નાટકનો આસ્વાદ કરતા પુરુષપાત્રો પરત્વે આપણને હમદર્દી જાગે. આ જાણે અહીં ચિનુ મોદી નારીવાદની સામે પુરુષવાદને મૂકી ન આપતા હોય ! જોકે મીનળ દવેના મત મુજબ,

> 'લોકસાહિત્યની જે સમૃદ્ધ પરંપરા છે, તેણે સ્ત્રીની જુદી જુદી આકૃતિ ઉપસાવી છે. આ આકૃતિઓ પ્રશિષ્ટ સાહિત્યથી ભિન્ન છે, પણ અસલ સ્ત્રીની વધારે નજીક છે. અહીં ભૂંડી મા, પતિની ઉપેક્ષા કરતી પત્ની, પતિના મૃતદેહ વર્ણવતી નારી, કન્યાની માતા, પતિની હયાતીમાં મેં'ણાની મારી અન્ય પુરુષનું ઘર માંડતી સ્વમાની સ્ત્રી...જેવાં કેટલાંય ચિત્રો મળે છે, જે આદર્શ સ્ત્રીની છબીથી ક્યાંય આઘાં ઊભેલાં જણાય છે.'(પરસ્પર – પૃ.૨૨૪)

સ્ત્રીને કેન્દ્રમાં રાખીને લખાયેલી કૃતિ કે સ્ત્રીને મુખે રજૂ કરાયેલી કથા નારીવાદી ગણાય એવી સંભાવના વધુ રહે પણ દરેક વખતે એવું હોવું જરૂરી નથી. ક્યારે સ્ત્રીની મનુષ્ય તરીકેની આદિમ વૃત્તિ સંકેલાતી, જાતિગત કોમળતા પ્રસરાવતી, પોતાના સૌન્દર્યથી પુરુષ સમાજને અભિભૂત કરતી, પરિસ્થિતિવશ પોતે આક્રોશની સ્થિતિ સર્જતી, પ્રેમની મૂર્તિ બનતી દેવી, કે પ્રેમની પરાકાષ્ઠાનો અનુભવ કરાવતી સૂત્રધાર એવી વિવિધ ભૂમિકાને સાર્થક કરતી નારી ઈશ્વરની સર્જનાત્મકતાનું એક ઉત્તમ ઉદાહરણ છે. આ વિશ્વની પ્રકૃતિ સુમેળથી હમેંશા ચાલતી આવી છે જ્યાં સુમેળ ખોરવાયો છે કોઈ એક તરફ અતિરેક થયો છે ત્યાં પરિસ્થિતિ અને કુદરતનું સંચાલન ખોરવાયું છે. એવા જ માનવ સંસ્કૃતિના નર–નારી એ બે જોડાયેલા પાસા છે જેમાંથી કોઈ એક તરફ આંખ આડા કાન કરી શકાય નહીં. સર્જન અને જીવન જીવવા માટે પુરુષને જેની જરૂર પડે એવા જ વાતાવરણની સ્ત્રીને પણ જરૂર પડે. પોતાનો કહેવાય એવો એક ખંડ કે ખૂણો, થોડી શાંતિ, થોડો સમય, થોડું એકાંત. સ્ત્રી પુરુષને એકમેક વગર નથી ચાલતું એ સત્યને સ્વીકારવાની વાસ્તવવાદી પ્રયુક્તિ પ્રોત્સાહિત થાય અને બંને એકબીજાને સમજે–સ્વીકારે એવી સૂક્ષ્મસ્તરની લાગણીને આ નાટક દ્વારા મોકળાશ મળી છે.

**સંદર્ભગ્રંથો**


1. સંપા. ઉર્વશી મનુપ્રસાદ પંડ્યા. "નારીવાદ: વિભાવન અને વિમર્શ"
2. ચિનુ મોદી. "સૂત્રધાર"
3. ડૉ. નૂતન જાની. "ચિરપ્રતીક્ષીતા"
4. ડૉ. નૂતન જાની. "પર્યાવરણકેન્દ્રી વિવેચનવિચારણા"
5. ફાલ્ગુની પીયૂસ દેસાઈ. "છતાંય હું ઊંચી ઊઠું છું"

6. સંપા.મણિલાલ હ, પટેલ. “પરસ્પર”
7. સંપા. ડૉ. મધુભાઈ કોઠારી. “નારી...લીલીછમ ક્યારી”
8. સંકલન. વંદના એન્જિનિયર. “નૂતન નારીપ્રતિભાઓ”
9. સંપા. સુધા નિરંજન પંડ્યા. “આધુનિકોત્તર સાહિત્ય”
10.ડૉ. સુહાસ ડાભી. “સરોજ પાઠકના કથાસાહિત્યમાં નારી”
11.સંપા. હિમાંશી શેલત. “અડધા આકાશનો રંગ”

**ડૉ. હેતલ કિરીટકુમાર ગાંધી, આસી. પ્રોફેસર, ડૉ. બાબાસાહેબ આંબેડકર મુક્ત વિશ્વવિદ્યાલય, અમદાવાદ.**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

Special issue on
Portrayal of Women in Social and Literary World

## 'સુન્દરી સુબોધ': સદી પૂર્વેની ગુજરાતી મહિલાઓનો અવાજ – મોસમ ત્રિવેદી

એકવીસમી સદીમાં સ્ત્રીઓના પ્રશ્નો વિષે સ્ત્રીઓ અને પુરુષો બંને ચર્ચા કરતા થયા છે. વર્તમાન પત્રો, સામાયિકો, રિસર્ચ જરનલ અને ટી.વી.. રેડિયો, ઇન્ટરનેટ જેવા ઇલેક્ટ્રોનિક મિડિયાનું યોગદાન રહ્યું છે. આ સાધનોની ઉપલબ્ધતાને કારણે સ્ત્રીઓ પોતાનો મત રજૂ કરતી થઇ છે. આજની સ્ત્રી જુદા જુદા ક્ષેત્રમાં પોતાની કારકીર્દી ઘડીને આગળ આવી છે. તો બીજી બાજુ કેળવણી ડ્રોપ આઉટ, કૂપોષણ, સ્ત્રીભૃણ હત્યા, ઘરેલું હિંસા, દહેજ જેવા પ્રશ્નોની મૂક્ત ચર્ચા કરતી થઇ છે. આ પ્રશ્નોને દૂર કરવા કાયદાકીય જોગવાઇની માંગણી કરતી પણ બની છે. સ્ત્રીઓમાં આવેલ આત્મવિશ્વાસ આજનો નહિ પરંતુ સદી પૂર્વે પણ ગુજરાતની બહેનોને પોતાના આગવા અભિપ્રાયો હતો. જે તે સમયે પ્રકાશીત થતા સ્ત્રીલક્ષી સામાયિક જેવા કે, સ્ત્રીબોધ, સુન્દરી સુબોધ, સ્ત્રીહિતોપદેશ અને ગુણસુંદરી જેવા સામાયિકોમાં પ્રગટ થતા હતા. ઇ.સ.૧૮૫૭માં 'સ્ત્રી બોધ' નામનું સામાયિક સૌ પ્રથમ ગુજરાતી ભાષામાં બહેનો માટે પ્રકાશીત થતું હતું. આ સામાયિક મુંબઇનાં પારસી કેખુશરૂ કાબરાજી દ્વારા શરૂ થયું હતું. જેમાં સ્ત્રીઓ વિષયક લેખ પ્રગટ કરવામાં આવતા. વીસમી સદીની શરૂઆતમાં આવું જ એક 'સુન્દરી સુબોધ' નામનું સામાયિક ગુજરાતમાં શરૂ થયું.

### 'સુન્દરી સુબોધ' – પરિચય

ઇ.સ.૧૯૦૪માં ગુજરાતમાં 'સુન્દરી સુબોધ' નામનું સામાયિક શરૂ થયું. આ સામાયિક અમદાવાદના બંધુસમાજના સંપાદન હેઠળ પ્રગટ થતું હતું જેનું તંત્રી પદ રામમોહનરાય જસવંતરાય સંભાળતા. જેની વાર્ િષક કિંમત ૩ રૂપિયા ૮ પૈસા હતી.

'સુન્દરી સુબોધ' માસિકના પ્રથમ પૃષ્ઠ ઉપર સ્ત્રી ઉન્નતિ માટેના સાહસિક ગોવર્ધનભાઇ ત્રિપાઠીના વિચારો ઘણા વર્ષો સુધી અંકિત થતાં. જેમકે

> "સ્ત્રીઓ પંડિત થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવત્તી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બ બન્ધનમાંથી તેઓ મુક્ત સ્વતંત્ર થાય ને તે મુકતતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મુર્ખ ઇચ્છાઓ અને કલેષોમાંથી છૂટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા શકિતમત્તિ અને ઉત્સાહિત બને. કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શકિત આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે".

આ શબ્દો સ્ત્રીઓની ઉન્નતિ અને કુટુંબ કલ્યાણની ભાવનાને દર્શાવતા આ સામાયિક ઘણી ભદ્ર વર્ગીય કુટુંબની બહેનોમાં પ્રિય થયું. જેમાં ગુજરાતની સાક્ષર બહેનો શારદાબહેન મહેતા, વિદ્યાગૌરી નીલકંઠ, કૃષ્ણાગૌરી રાવળ જેવી બહેનો નિયમિત લખતી. આ સામાયિક એટલું પ્રિય થઇ પડ્યું કે ગુજરાતના શહેરો ઉપરાંત ગ્રામીણ વિસ્તારમાં આવેલ પુસ્તકાલય અને કન્યાશાળાઓમાં તેના અંકો મંગાવવામાં

આવતા, એટલું જ નહિ પરંતુ વિદેશમાં વસતા ગુજરાતી વાંચકો મંગાવતા હતા. જેમાં સુરત, અમદાવાદ, મુંબઇ, વડોદરા, જામનગર, જૂનાગઢ, અકોલા, કરાંચી, કાનપુર, ઝાંઝીબાર, કલકત્તા, રંગૂન જેવા શહેરોમાં અને માટુંગા, સોજીત્રા, નડિયાદ, તલાજા, માતર, ગોઝારીયા, પેથાપુર, બારેજા, ચરાડા, વાલોડ, સાથલા, કંપાલા જેવા ગ્રામીણ વિસ્તારોમાંથી પણ તેના વાંચકો મંગાવતા હતાં.

**સ્ત્રીઓ અને કેળવણી –**

સુન્દરી સુબોધમાં પ્રકાશીત થતા લેખોનું વિષયવસ્તુ સ્ત્રીજીવન સાથે જોડાયેલ પ્રશ્નોનું હતું. તેથી જ 'સુન્દરી સુબોધ'ના પ્રકાશન કાઢતી વખતે તેનો જે હેતુ દર્શાવવામાં આવ્યો તેમાં પણ સ્ત્રી કેળવણી પર ભાર મૂકવામાં આવ્યો હતો. સ્ત્રીઓની કેળવણી માટે તે સમાજમાં પોતાનું આગવું સ્થાન ઉભુ કરવામાં સક્ષમ બનાવવામાં સહાયક નીવડ્યું છે. સુન્દરી સુબોધના પ્રથમ અંકમાં પ્રકાશીત થયેલ. આ હેતુ જોઇએ તો,

> "આપણા પ્રાન્તમાં સ્ત્રી વર્ગના પ્રમાણમાં ભણેલી સ્ત્રીઓની સંખ્યા ઘણી જ જુજ છે. અને જયાં ભણાવવામાં આવે છે ત્યાં કેળવાયેલી બાળાઓની કેળવણી સાધારણ, અધૂરી અને કેટલીક બાબતમાં બીન જરૂરિયાતની છે. સ્ત્રી કેળવણીની ન્યુનતા તરફ આપણા અનેક વિચારકો અને વિદ્ધાનોનું ધ્યાન ખેંચાયું છે. અને તે દૂર કરવા તેઓએ ભાષણઓ, પુસ્તકો છૂટક લખાણો વિગેરે દ્વારા કંઇક વખાણવા લાયક પ્રયત્નો કર્યા છે. અને હજી પણ કર્યે જાય છે, કેટલાક માસિક અને અઠવાડિયક પત્રકારોએ પણ એ કામ ઉપાડી લઇ કોઇક વખતે વિષય સંબંધી જ્ઞાન આપવા માંડ્યું છે. પરંતુ એમ પ્રસંગોપાત છૂટક છૂટક કરેલા પ્રયાસો કરતા માત્ર સ્ત્રી કેળવણી તરફ જ અનન્ય લક્ષ રાખી ખાસ સ્ત્રીઓ માટે પ્રકટ થતા માસિક પત્રોની હાલમાં ઘણી જ આવશ્યકતા છે." (સુન્દરી સુબોધ, પૃ.૧, અંક–૧, પૃ.૫)

સ્ત્રી કેળવણીના ઉદ્ધેશ્યની સાથે સાથે સ્ત્રીઓની કેળવણી સાથે જોડાયેલ પ્રશ્નો, અધવચ્ચે ભણવાનું છોડવાની સમસ્યા, કેવા પ્રકારની કેળવણી આપવી વગેરે જેવા વિષયો ઉપર લેખો પ્રગટ થતાં. ડિસેમ્બર–જાન્યુઆરી ૧૯૧૧–૧૨માં સ્ત્રી લેખિકાઓ દ્વારા વિશેષ અંક પ્રસિદ્ધ કરાવવામાં આવ્યો હતો. જેમાં સ્ત્રીઓને કેવા પ્રકારની કેળવણી આપવી જોઇએ ? સ્ત્રીઓને કેળવણીથી થતા લાભ, ભારતમાં સ્ત્રીઓની સાક્ષરતા જેવા વિષય પર લેખ નિયમિત લખાતા એટલું જ નહિ વિશ્વના અન્ય દેશો ચીન, જાપાન, ઇગ્લેન્ડ, જર્મની વગેરે જેવા દેશોમાં સ્ત્રીઓને અપાતી કેળવણી વિષયક બાબતો પર ચર્ચા થતી. સ્ત્રીઓની અધુરી કેળવણી પાછળ રહેલ જવાબદાર પરિબળોની રજૂઆત કરવામાં આવતી. કેળવાયેલી સ્ત્રીઓથી થતા લાભ રજૂ કરવામાં આવતા. સ્ત્રી કેળવણી તરફેણનો સમાજમાં અભિગમ કેળવવામાં પ્રત્યક્ષ રીતે સહાયભૂત બન્યું.

**સ્ત્રીઓ અને સ્વાસ્થ્ય –**

કુટુંબના સ્વાસ્થ્યની જવાબદારી સ્ત્રીઓ દ્વારા નભતી હોય છે. તેથી સ્ત્રીઓનું પોતાનું અને કુટુંબના અન્ય સભ્યોનું સ્વાસ્થ્ય જળવાય તે માટે જુદા જુદા રોગો વિષયક જાણકારી આપવામાં આવતી હતી. જેમાં બાળરોગ, ક્ષય તેમજ સગર્ભાવસ્થા દરમ્યાન રાખવી જોઇતી સાવચેતી, બાળકના જન્મબાદ માતા અને બાળ સંભાળ વિષયક બાબતોનું જીણવટભર્યું માર્ગદર્શન આપવામાં આવતું હતું, એટલું જ નહિ પરંતુ સ્ત્રીઓમાં મરણનું પ્રમાણ આપીને તેના નબળા સ્વાસ્થ્ય અને સામાજિક ઉછેરની પણ કારણો સહિત ચર્ચા થતી હતી. આવા જ એક સ્ત્રી મરણ પ્રમાણના આંકડા આપીને તેની પાછળ જવાબદાર કારણોમાં નાની છોકરીઓ તરફ દુર્લક્ષ, બાળલગ્ન, અકાળે ગર્ભપાત, અપૂરતો ખોરાક વિષયક સમજૂતી

આપવામાં આવતી. જેથી સ્ત્રીઓને સાચી માહિતી મળી રહે અને સ્ત્રીઓના સ્વાસ્થ્ય સંબંધી સમસ્યાઓથી જાગૃત બને.

આ સમયે પ્રકાશીત થતા લેખમાં કન્યાઓનું ઘટતું પ્રમાણ પર પ્રકાશ પાડે છે. એટલું જ નહિ પરંતુ તે સમયે પણ ગામડાઓમાં શહેર કરતા કન્યાઓનું પ્રમાણ થોડું વધારે છે તેની સમજૂતી અપાતી. એકંદરે ગુજરાતમાં સ્ત્રીઓના જાતિ પ્રમાણ વિષયક ચર્ચા થવાની શરૂઆત વીસમી સદીની શરૂઆતમાં થઇ ગઇ હતી. જો કે દુઃખની વાત એ છે કે એક સદી બાદ પણ આ પ્રશ્ન વધુ ગંભીર સ્વરૂપે આપણી સમક્ષ ઉપસ્થીત રહ્યો છે.

**સ્ત્રીઓ અને રાજકરણઃ**

વર્તમાન સમયમાં સ્ત્રીઓને રાજકીય ક્ષેત્રે સ્થાનિક સ્વરાજયની સરકારે ૩૩ ટકા અનામત આપવામાં આવ્યું છે. પરંતુ વીસમી સદીની મહિલાઓએ આરક્ષણના લાભ વિના રાજકીય ક્ષેત્રે પોતાનું યોગદાન આપ્યું હતું. સુંન્દરી સુબોધ માસિકમાં રાજકીય ક્ષેત્રે સ્ત્રીઓના યોગદાન વિશે લેખ પ્રકાશીત કરવામાં આવતા. જમનાબહેન સક્કઇ (મુંબઇ), સીસ્ટર નિવેદીતા, એની બેસન્ટ વિષયક, બરોડા રાજયના રાણી ચિમનાબાઇ સાહેબ, શારદાબહેન મહેતા, વિદ્યાગૌરી નીલકંઠના ભાષણો લેખ સ્વરૂપે પ્રકાશીત થતા.

ભગિની સમાજના વાર્િષક સંંમેલના પ્રમુખ તરીકે ‘શારદાબહેન મહેતાનું ભાષણ અને મિસિસ જાઇજી જહાંગિર પીટિટનું ભાષણ શબ્દસહ પ્રકાશીત થતું.’ (એપ્રિલ–મે, ૧૯૧૭ પુ.૧૪, અંક૪–૫) જેથી કરીે તે સમયની સ્ત્રીઓ રાજકીય પ્રવૃત્તિથી માહિતગાર રહેતી. આમ રાજકીય રીતે પણ સ્ત્રીઓ પોતાનું યોગદાન આપતી એટલું જ નહિ આવા સામાયિક દ્વારા સ્ત્રીઓને જુદી જુદા રાજકીય સંસ્થાઓમાં જોડાઇને પોતાનું પ્રતિનિધિત્વ નોંધાવતી બની. ગાંધીજીના અસહકારના આંદોલનમાં સ્ત્રીઓને રાજકીય ક્ષેત્રે આગળ આવવાની તક મળી. વર્તમાન સમયમાં રાજકરણમાં પ્રવેશેલી બહેનો ભૂતકાળમાં રાજકીય ક્ષેત્રે પ્રવેશેલી બહેનોને આભારી છે.

**સ્ત્રીઓ અને સાહિત્યઃ**

સુંન્દરી સુબોધના દરેક અંકમાં ‘કાવ્યકુંજ’ અને ‘વાર્તાલહરી’ એમ ગદ્ય અને પદ્ય બંને પ્રકારનું સાહિત્ય પ્રકાશીત થતું જેમાં મોટે ભાગે તેના વાંચકો જ કવિતા અને વાર્તાનું સર્જન કરીને પ્રકાશીત કરવા મોકલતા હતા. વાર્તાના વિષયો મોટેભાગે સ્ત્રીઓના જીવનની આસપાસના કે કુટુંબલક્ષી રહેતા. જયારે કવિતાના વિષય સાહિત્યમાં કુદરત, પ્રેમ, ઇશ્વર ઉપરાંત કેળવણી સંબંધિત પ્રગટ થતી હતી. આવું જ એક સ્ત્રી કેળવણી સંબંધીત ગીત ચંપાવતી બહેન દ્વારા પ્રગટ કરેલ જેની પંક્તિમાં સ્ત્રી કેળવણીની દશા રજૂ કરવાનો પ્રયત્ન કર્યો હતો.

ભાવે ભણજો ભણતરઓ ભણનારી રે,
નારી કેળવણી સુખકારી
રૂડી કેળવણી સદાચારી રે
રહે તોય અભણ બહુ નારી રે;
નહિ હોય કાં બુદ્ધિ નઠારી? – ભાવે ભણજો.
મોટું રાજ ચલાવવું જેવુ રે,
ગૃહ રાજય બરાબર તેવું રે;
સુખ દુઃખ પડે સૌ સહેવું – ભાવે ભણજો.

આવાજ બીજા એક કિસ્સામાં એક સાસુ દ્વારા તેની પુત્રવધુને પરીક્ષામાં ઉત્તીર્ણ થવા બદલ અભિનંદન પાઠવવાને કાવ્ય લખે છે જેમાં તે ભણવાથી થતા લાભની વાત કરે છે એટલું જ નહિ આ સામાયિકમાં એક બહેન દ્વારા પતિની આરતી પ્રગટ કરવામાં આવી. તેથી સામાયિકના તંત્રી દ્વારા નોંધ લખવામાં આવી કે "જેમ એક ભગિની તરફથી પતિની આરતી" મળી છે, તેમ 'પત્નીની આરતી' પણ કોઈ બન્ધુ મોકલી આપશે તો તેને આ પત્રમાં ખાસ સત્કાર પાત્ર ગણવામાં આવશે. તેથી તેના ઉત્તરરૂપે પત્નીવ્રતા પતિઓ દ્વારા છ જેટલી કવિતા મોકલવામાં આવી તેના નામ પત્નીદેવીની આરતી, ગૃહદેવીનું પૂજન, પ્રિયાની આરતી વગેરે હતાં. આમ, એક સામાયિક દ્વારા કુટુંબમાં પતિ અને પત્ની બંનેનું મહત્ત્વ સમજાવવાનો નમ્ર પ્રયાસ કર્યો.

**સ્ત્રીઓ અને કલા**

રસોઇકલા હોય કે ગૃહસુશોભન હોય બંને પરંપરાગત રીતે સ્ત્રીઓની ભૂમિકાના ભાગરૂપ છે. ત્યારે 'સુન્દરી સુબોધ' સામાયિકમાં પરંપરાગત વાનગીની રીતો, સગર્ભાવસ્થા દરમ્યાન બહેનો માટેના પાક વગેરેની પદ્ધતિ પ્રકાશીત થતી. ઉપરાંત ગૃહ સજાવટની સાથે સાથે ભરત, ગૂંથણને અંકોડીને લગતી રીતો અથવા તેના સ્ટેપ પ્રકાશીત થતાં.

સમયતરંગ નામના વિભાગમાં તે સમયે ગુજરાતમાં બનતી તાજેતરની ઘટનાઓ વિષયક જાણકારી આપવામાં આવતી હતી. આમ, આ સામાયિક ગુજરાતની બહેનોમાં ખૂબ લોકપ્રિય થઇ પડ્યું. જે સ્ત્રીઓના સમગ્રલક્ષી વિકાસની હિમાયત કરતું. જેથી મોટાભાગના સમાજમાં વિચારોમાં પરિવર્તન લાવવું શક્ય બન્યું. આ સામાયિક પ્રકાશિત થતી જાહેર ખબરોમાં શબ્દકોષ (ગુજરાતી અને અંગ્રેજી) વિવિધ પુસ્તકો જેની ખરીદી પર સુન્દરી સુબોધના વાંચકોને વળતર મળતું. સ્ત્રી અને બાળકોની દવા, ખિસ્સામાં રાખવા લાયક વાૅચ, તિજોરી વગેરે વિષય પર થતી. જો કે સૌથી વધુ જાહેર ખબરો પુસ્તકો પર આવતી. વર્તમાન સમયમાં પ્રકાશિત થતા સ્ત્રીલક્ષી સામાયિકના વિષયો અને વીસમી સદીની શરૂઆતમાં થયેલ સામાયિકના ચર્ચાયેલ વિષયકોમાં ઘણો તફાવત આવી ગયો છે. એકવીસમી સદીમાં સ્ત્રીઓના જીવનમાં ક્યા પ્રશ્નો મહત્ત્વના છે તે આપણે નક્કી કરવું રહ્યું.

**સંદર્ભ**


1. સુંન્દરી સુબોધ વર્ષ ૧૯૧૧–૧૨
2. સુંન્દરી સુબોધ વર્ષ ૧૯૧૬–૧૭
3. અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન – હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ ખંડ–૩ પૂર્વાધ (સન ૧૯૦૮–૧૯૩૬)


---


**મોસમ ત્રિવેદી, મુલાકાતી અધ્યાપક, એચ.કે.આર્ટસ કોલેજ, અમદાવાદ**





**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 6, Continuous Issue 12, November - December 2012

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

Special issue on
Portrayal of Women in Social and Literary World

## ગુજરાતી કહેવતોમાંથી પ્રગટતી નારીની વ્યથા– ડૉ પ્રવીણ રથવી

છેલ્લી સદીથી સ્ત્રીઓને થતાં અન્યાય સંદર્ભે જે જાગરુકતા પ્રગટી એમાંથી 'નારીવાદ'નો ઉદભવ થયો એમ કહી શકાય. એમાયે સભાનપણે નારીવાદી અભિગમ તો છેલ્લાં પચાસ વર્ષોમાં ઉભી થયેલી એક વિચારધારા છે. સ્ત્રીઓની વ્યથાના સંદર્ભે જરા ઊંડાણપૂર્વક વિચાર કરીએ છીએ ત્યારે સમજાય છે કે ભારતીય સમાજવ્યવસ્થામાં રાજકીય પરિવર્તનોને કારણે જે સામાજિક પરિસ્થિતિ બદલાઇ એમાં સૌથી વધારે સહન કરવાનું સ્ત્રીઓને ભાગે આવ્યું છે. રાજકીય અરાજકતામાં સમાજનો સ્ત્રીઓ સાથેનો વ્યવહાર અમાનુષી અને અન્યાયકારી રહ્યો છે. આપણા સમાજે સ્ત્રીઓને માટે એક ચોક્કસ માળખું તૈયાર કર્યું અને એમાં પુરાઇ રહેનારી સ્ત્રેઓ ઉપર આદર્શવાદીનું લેબલ માર્યું. આ માળખા સામે વિદ્રોહ કરનાર કે એને ઓળંગવાની મથામણ કરનાર સ્ત્રીઓ ઉપર માછલાં ધોવાયા અને સમાજે એને જુદાં જુદાં દ્રષ્ટિકોણથી જોવાનો પ્રયત્ન કર્યો.આ બાબતોની શાખ પુરે છે સમાજમાંથી આવતી કહેવતો.

કહેવતો સમાજનો અરીસો છે. સમાજની માનસિકતાની પરિચાયક છે. કહેવતકાર પાસે સૂક્ષ્મ નિરીક્ષણ શક્તિ છે. સમાજનો વ્યાપક મત કહેવતકારની સાથે હોય છે, એટલે જ ભાષક પોતાની વાતને અસરકારક રીતે રજૂ કરવા કહેવતોનો ઉપયોગ કરે છે. કહેવતોમાં સ્ત્રીઓની વ્યથા અસરકારક રીતે પ્રગટ થયેલી જોવા મળે છે. રૂઢિઓની દીવાલોમાં કેદ સ્ત્રીઓને માટે સમાજના વૃત્તિવલણો કેવાં રહ્યા છે તેની સૂક્ષ્મ વિગતો કહેવતોમાંથી પ્રગટ થાય છે. પ્રસ્તુત લેખમાં સ્ત્રીઓની સ્થિતિને કહેવતકારે કેવી રીતે રજૂ કરી છે તે તપાસવાનો મુખ્ય ઉપક્રમ છે.

સ્ત્રીઓના સંદર્ભમાં જે કહેવતો છે તેમાં સ્ત્રીઓનું ચરિત્ર બે સ્વરૂપમાં રજૂ થયેલું જોવા મળે છે. એક સ્વરૂપમાં સ્ત્રીનું દુ:ખી, લાચાર ચિત્ર છે. બીજા સ્વરૂપમાં તે મા ના સ્વરૂપમાં છે, જ્યાં તેનું રૂપ વાત્સલ્યથી ભર્યું ભાદર્યું છે. પહેલા સ્વરૂપનો વિગતે વિચાર કરીએ ત્યારે એમાંથી સ્ત્રીનું કરુણ ચિત્ર આપણી સામે ખડું થાય છે. જેમાં કુટુંબમાં સ્ત્રીનું નિમ્ન સ્થાન, ચૌરે ને ચૌટે એની વગોવણી, વહુ તરીકે વેઠવી પડતી પારાવાર મુશ્કેલીઓ, શોષણ પામીને બદલામાં મળતી બદનામી, સાસુ તરીકે ક્યારેક વેઠવી પડતી અવમાનના, ડહાપણ દાખવવા જતાં મળતી પીડા આ બધી જ વિગતો કહેવતોમાં ધરબાઇને પડી છે. કહેવતોનું દસ્તાવેજી મૂલ્ય ઘણું છે. એમાં સ્ત્રીને થયેલો અન્યાય છૂપો રહેતો નથી. કુટુંબ જીવનમાં સ્ત્રીની ભૂમિકા અત્યંત મહત્ત્વની હોવા છતાં પિતૃસત્તાક સમાજમાં સ્ત્રીનું સ્થાન કેવું નિમ્ન ભૂમિકાએ રહ્યું તેની સાહેદી કહેવતો પૂરી પાડે છે. કુટુંબ માટે સર્સ્વ અર્પણ કરનારી સ્ત્રીઓનું શોષણ તો થયું પણ સાથે સાથે એને સ્વતંત્રતા પણ પ્રાપ્ત ન થઇ.સ્ત્રીઓની આ અવદશા માટે જવાબદાર કોણ ? એવા પ્રશ્નનો ઉત્તર આપવો સહેલો નથી. ક્યાંક પુરૂષ જવાબદાર તો ક્યારેક સ્ત્રી પણ ખરી.

ભારતીય સમાજમાં સામાન્ય રીતે ઘરકામની સઘળી જવાબદારી સ્ત્રીઓ ઉપર છે. દુર્ભાગ્યે આપણે ત્યાં ઘરકામને ગૌણ ગણવામાં આવે છે. કહેવતોમાંથી જે ચિત્ર ઉપસે છે એમાં જણાઇ છે કે ખાસ કરીને

ઘરકામની જવાબદારી વિશેષ રીતે વહુ ઉપર રહેતી હશે. દરેક કુટુંબીજનોને રાજી રાખવામાં વહુ કેટલો શ્રમ કરતી હશે તેનો માત્ર વિચાર જ કરવો રહ્યો.વહુ ઉપર કામના સંદર્ભમાં સાસુઓ પણ આધિપત્ય ભોગવતી હશે એવું જણાય છે. નીચેની કેટલીક કહેવતો જુઓ :

'અરો, ધરો ને નાની વહુ ઉપર આવીને પડો',
'ટાઢ વાય સહુને ન વાય વહુને',
'ઊઠ વહુ વિસામો ખા, હું કાંતું તું દળવા જા',
'સહુ ગયા સગે–વગે બાઇ રહ્યા ઊભા પગે',
'ચતુર વહુ ચુલામાં પેસે',
'વહુ દોહતી સૂએ ને વલોવતી ઊઠે'

ઉપરની કહેવતોમાં દેખાય છે કે સ્ત્રી ઉપર વિશેષ રીતે વહુ ઉપર ઘરની જવાબદારીનું ભારણ રહેતું હશે. ગમે તેવી પરિસ્થિતિમાં પણ સ્ત્રીએ પોતાની જાતની ભૂલીને પરિવારજનો માટે કાર્ય કરતા રહેવું પડે. વિસામો મળે તો પણ કેવો 'હું કાંતું તુ દળવા જા' – એવો. આ કહેવત વહુની સ્થિતિ કેવી સ્પષ્ટ કરી આપે છે. સ્ત્રીની હોંશીયારી આખરે તો આ ઘરકામમાં જ ઉપયોગમાં આવે. ગમે તેવી બુદ્ધિશાળી સ્ત્રીને આખરે તો ચૂલો જ સંભાળવાનોને ! ઘારકામ કરતાં કરવા ધાક લાગે તો પણ એ પોતાનું દુ:ખ વ્યક્ત ન કરી શકે. સતત કામ વેંઢારતા રહેવાનું. આ કહેવતોમાંથી સ્ત્રીની કુટુંબમાં કેવી ભૂમિકા હતી તે સ્પષ્ટ થાય છે. ગમે તેવા સંજોગોની વચ્ચે સ્ત્રી કાર્ય કરતી રહે એ જ અપેક્ષા એની પાસે રહેતી. પોતાનું અસ્તિત્વ ભૂલીને એણે સહર્ષ દાસીપણું સ્વીકાર્યું હતું. અને છતાં એને બદલામાં શું માથું હતું ? આનો જવાબ પણ આ કહેવતોમાંથી મળે છે:

'દીકરી તો સાપનો ભારો',
'જેને ઘર કન્યા તેને પરમેશ્વરે કન્યા',
'એક દુ:ખ તે પડ્યું ચાંદુ, બીજું દુ:ખ બૈરું માંદું,
'ચાર મળે ચોટલા તો ભાંગે ઘરના ઓટલા',
'જર, જમીન ને જોરુ ત્રણે કજિયાના છોરુ',
'ઝાઝી દીકરીએ કુળ હીણ',
'બૈરીના પેટમાં છોકરું રહે પણ વાત ન રહે',
'રાંડ કોઇની થઇ નથી ને થવાની નથી',
'સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ',
'બે મરદ ભલા પણ સો ઓરત ખોટી'

આ કહેવતોમાંથી સમાજની સ્ત્રીઓ પ્રત્યેની માનસિકતા કેવી હતી તેનો સ્પષ્ટ પરિચય મળી રહે છે. જે સ્ત્રી કુટુંબ માટે સર્વસ્વ અર્પી દે એને સાપનો ભારો કહીને સમાજે કેટલો મોટો અન્યાય કર્યો છે ? કહેવતકારનું આ દર્શન એનું પોતીકું નથી પણ સમગ્ર સમાજની માનસિકતા સૂચવે છે. પુરૂષપ્રધાન માનસિકતાએ સ્ત્રીને નિમ્ન સ્થાનમાં કેવી ધકેલી દીધી હતી. સ્ત્રીની પરિસ્થિતિને સમજ્યા વિના જાતજાતનાં આક્ષેપો એની ઉપર આ સમયમાં થતાં રહ્યા. પુરૂષોના કજિયાઓ માટે પણ જવાબદાર સ્ત્રીઓ અને ખાનગી વાત જાહેર કરવાનો આરોપ પણ સ્ત્રીઓ ઉપર, સ્ત્રી માંદી હોય તો પુરૂષને દુ:ખ. કેવી અન્યાયકારી પરિસ્થિતિ એ સમયમાં પ્રવર્તતી હશે તેનો નિર્દેશ આપણને આ કહેવતોમાંથી પ્રાપ્ત થાય છે. સ્ત્રીઓની બુદ્ધિનું માપન કરનારા આ પુરૂષો પાસે મૂલ્યાંકનના ક્યા ધોરણો હશે ? જે સ્ત્રી ગમે તેવા પુરૂષને પરણી કદી પોતાની ફરિયાદ ન કહે એ સ્ત્રીને માટે એમ કહેવાય કે 'રાંડ કોઇની થઇ નથી ને થવાની નથી' આ કેવી માનસિકતા !

ભારતીય સમાજમાં પુરૂષો વ્યભિચાર કરે તો તેને માટે જવાબદાર સ્ત્રીઓને ઠેરવવામાં આવે. સ્ત્રી કોઇને કોઇ લાચારી સાથે પરપુરૂષનું પડખું સેવે તો તેને માટે 'રાંડ' શબ્દનું લેબલ લાગે. સમાજમાં ભારે દેકારો થઇ જાય. સમગ્ર સમાજની આબરુ જાળવવાનો ઠેકો સ્ત્રીઓના માથે હોય તેવી પુરૂષોની માનસિકતા રહી છે. આ સંદર્ભમાં અનેક કહેવતો પ્રાપ્ત થાય છે, જેમાંથી સ્ત્રીની લાચારી પ્રગટ થાય છે.

'આભને અણી નહિ ને વેશ્યાને ધણી નહીં',
'ઇશ્કની મારી જાય નાતરે તે સાલ્લો કાઢી પાથરે',
'એક રાંડ તેને સો સાંઢ',
'કાળી રાંડને કલ્લે ભાત',
'કોઠે જઇ આવી ને કથા કરવા બેઠી',
'બૈરી રહે તો આપથી ને જાય તો સગા બાપથી',
'નાઠી રાંડ સો ગામ ભાંગે'

ઉપરોક્ત કહેવતો ખાસ કરીને બદચલન સ્ત્રીઓ માટે વપરાય છે. અહીં સવાલ એ છે કે વ્યભિચાર તો પુરૂષો પણ કરે છે, પણ સમાજે એના માટે જે માનસિકતા અખત્યાર કરી છે એ સ્ત્રીઓની તુલનાએ જુદી છે. સ્ત્રીઓની ભૂલોને સમાજ હળવાશથી નથી લેતો એ વાસ્તવિકતા આ કહેવતોમાંથી સ્પષ્ટ રીતે પ્રગટ થાય છે. પોતાના પ્રેમને ખાતર પરણે ત્યારે પણ સમાજ કહે છે : 'ઇશ્કની મારી જાય નાતરે તે સાલ્લો કાઢી પાથરે' ક્યારેક પ્રેમને ખાતર સાહસ કરે ત્યારે ' જાય તો સગા બાપથી ' એમ કહી એની સ્વતંત્રતા ઉપર તરાપ લાગે.

સમાજમાં સ્ત્રીઓ મૂંગે મોઢે અત્યાચાર સહન કરતી રહે. ન છુટકે એ એટલું કહે ' આઇ મને કોઠીમાંથી કાઢો' પોતાનો પતિ પણ એની વાત ન સાંભળે અને ઊલટાનો બીજાનો ગુસ્સો પોતાની પત્ની પર ઉતારે ત્યારે જે કહેવતો આવી છે તે જુઓ : 'આઇનો ખાર બાઇ પર', 'નબળો ધણી બૈરી પર શુરો' સ્ત્રી સમાજનું ભલું કરવા ચાહે તો પણ એના કાર્યને વખાણવાને બદલે વખોડવાની માનસિકતા જોવા મળે છે. ' છાશમાં માખણ જાય ને વહુ કુવડ કહેવાય'

સ્ત્રી અને પુરૂષ સમાજના અભિન્ન અંગ. પરંતુ સ્ત્રીને ઊતરતી ગણવાની માનસિકતા કહેવતોમાંથી વ્યક્ત થતી દેખાય. આ કહેવત જૂઓ : 'ડોશી મર્યાનો ભય નથી, જમ પેંધ્યાનો ભય છે' આ કહેવતનો લક્ષ્યાર્થ જોઇએ તો સમજાય કે અહીં 'ડોશી' કેન્દ્રમાં છે. જેના ઉપરથી સ્ત્રીઓ માટેની માનસિકતા કેવી હશે તે સ્પષ્ટ થાય છે. જે રીતે કુટુંબ જીવનમાં વહુની લાચાર સ્થિતિ હતી તેવી જ રીતે ઘણી વખત સાસુની પણ સ્થિતિ લાચાર બની જતી. ખાસ કરીને જ્યારે કંકાસણ વહુ મળે અને દીકરાનું સમર્થન ન મળે ત્યારે તેની હાલત કફોડી બની જતી. આ કહેવત એ વાતને સમર્થન આપે છે. 'દીકરાને આવી દઢી, માને મેલી કાઢી' જ્યારે અનેક દીકરાઓ વચ્ચે મ કોને ત્યાં રહે એ સવાલ એને માટે મૂંઝવનારો બની રહેતો. મર્યા પછી પણ એની વિધિ કરવા કોઇ તૈયાર ન થાય ત્યારે આ કહેવત કેટલી માર્મિક રીતે એ પરિસ્થિતિને રજૂ કરી છે : 'સહિયારી સાસુની ઉકરડે મોંકાણ' બીજી એક કહેવત પણ આવી જ સ્થિતિને રજૂ કરે છે : 'બહારની ડોશીને બાળવા જાય, ને ઘરની ડોશીને કુતરાં ખાય' એવી જ રીતે સ્ત્રીના રુદનને પણ પુરૂષોએ સ્વીકાર્યું નથી. પોતાનું દુ:ખ વ્યક્ત કરવા એ કોઇ સ્વજનની પાસે હૈયાવરાળ ઠાલવે ત્યારે કહેવાય. 'રડતી હતી ને પિયરીયા મળ્યા' આ બધી પરિસ્થિતિમાં સ્ત્રીની સ્થિતિ કેવી વિકટ હતી એનો અંદાજ આપણને આ કહેવતો કરાવે છે. 'ડોશીએ ડાટ વાળ્યો'માં પણ સ્ત્રીનું લાલચુ ચિત્ર પ્રગટ કરવાનો આશય છે. સરવાળે સમગ્ર રીતે વિચાર કરીએ છીએ ત્યારે સ્ત્રીની વ્યથા આ કહેવતોમાંથી પ્રગટ થાય છે.

દીકરીના બાપ હોવું એ પણ જાણે લાચારી. કેટલીક કહેવતો દીકરીના બાપની લાચારી પ્રગટ કરતી પણ જોવા મળે છે. 'દીકરીનો બાપ નીચો' જેવી. જમાઇ પણ આ સંસારમાં આધિપત્ય ભોગવે અને એટલા જ

માટે કેટલીક કહેવતોમાં જમાઇનું ભયાવહ ચિત્ર મળે. 'જમાઇને જમ બરાબર' સ્ત્રી ગમે તેટલું કાર્ય કરે પણ એને ભાગે હંમેશા અપયશ જ આવે અને એટલે જ આ વાતનું સમર્થન આ કહેવત કરે છે : 'વરસાદ અને વહુને જશ નહી' પુરૂષોની પુરૂષપ્રધાન માનસિકતા જડતાનું સ્વરૂપ ધારણ કરી લેતી અને ત્યારે એ વાત કહેવતમાં આ રીતે આવે છે. 'હું તો મરું પણ તને રાંડ કરું'

સ્ત્રી પરણીને સાસરે જાય પછી એના માટે પિયરનું સગપણ સમાપ્ત થઇ જાય. સાસરામાં ગમે તેવી મુશ્કેલી હોય પણ એ સહન કરીને પણ રહેવું પડે એવી સમાજે ઊભી કરેલી માનસિકતાનો પરિચય આપણને આ કહેવતમાંથી મળે : 'પિયરની પાલખી કરતાં સાસરિયાની શુળી સારી' સાસરે આવેલી વહુ પહેલીવાર શરમ સંકોચ અનુભવે ધીમે ધીમે એની શરમ દુર થઇ જાય અને સહુની સાથે હળી ભળી જાય. વહુના આ પ્રકારના વ્યવહારને સમાજ કેવી રીતે જોતો હતો તેનો પરિચય આ કહેવતમાંથી પ્રાપ્ત થાય છે. 'પહેલા આણે વહુ ખાય નહિ, બીજા આણે વહુ ધરાય નહીં'

સ્ત્રીઓ વિષયક બીજા પ્રકારની કહેવતોનો વિચાર કરીએ છીએ ત્યારે થોડુંક આશ્વાસન મળે છે. ખાસ કરીને કહેવતોમાં સ્ત્રીના માતૃત્વનો મહિમા ખુબ થયો છે. સ્ત્રીઓનું માતૃસ્વરૂપ સમાજે આદર સાથે સ્વીકાર્યું છે અને એ મહિમા કહેવતોમાં આ રીતે અભિવ્યક્ત થયેલો નજરી પડે છે.

'ગોળ વિના મોળો કંસાર, મા વિના સૂનો સંસાર', 'ઘોડે ચડનાર બાપ મરજો, પણ દળણું દળનાર મા ન મરજો', 'છોરું કછોરું થાય, માતા કુમાતા ન થાય', 'જેવી કૂવા કાંઠે દીકરી, તેવી મા વિનાની દીકરી', 'મા તે મા બીજા બધા વનવગડાના વા' આ બધી કહેવતોમાંથી સ્ત્રીનું મા તરીકેનું સ્વરૂપ પ્રગટ થાય છે.

બંને પ્રકારની કહેવતોનો સંયુક્ત રીતે વિચાર કરીએ છીએ ત્યારે સ્પષ્ટ રીતે જોઇ શકાય છે કે સ્ત્રીનું એક અસ્તિત્વ પીડાદાયક કે કષ્ટદાયક છે, સાથે સાથે મા તરીકે એનો મહિમા છે. પરંતુ મા બને છે ત્યારે પણ દીકરા અને વહુ વચ્ચે રહેસાતી રહેતી મા પોતાનો ધર્મ ચૂકતી નથી. સંતાનો નગુણા થઇ શકે પણ મા એવું ન કરી શકે. સ્ત્રીઓ કુટુંબનો મહત્વનો આધારસ્તંભ હોવા છતાં એનું સ્થાન હાંસિયામાં જ રહ્યું એ કડવી વાસ્તવિકતાનો સ્વીકાર કરવો જ રહ્યો. કહેવતોમાંથી પ્રગટ થતું સ્ત્રીનું આ લાચાર અને સમસ્યાગ્રસ્ત ચિત્ર સ્વસ્થ સમાજની નિશાની નથી. અનેક બાબતોમાં સ્ત્રીઓએ પોતાને થતો અન્યાય સ્વીકારી લીધો. પોતે અન્યાય સહન કરી સમાજની એબ એણે ઢાંકી. સ્ત્રીઓની આ સંવેદના કહેવતોમાં ગર્ભિત રીતે છૂપાઇને પડી છે. વ્યાપક રીતે એ સમાજનો બહુમત છે. બહુમત હંમેશા સત્ય રજૂ નથી કરતો, એટલે સંવેદનાસભર રીતે વિચારીએ ત્યારે કહેવતો જે સમયમાં રચાઇ એ સમયમાં સ્ત્રીઓની લાચાર સ્થિતિનો આપણનો પરિચય મળે છે. આ કહેવતોની પાછળ કોઇક ઘટના પ્રસંગ કે બનાવ પણ જોડાયેલો હોય અને એને આધારે સ્ત્રીઓનું મૂલ્યાંકન થયું હોય તો એ પણ કોઇ રીતે યોગ્ય નથી.

આ કહેવતોનો વર્તમાનમાં વિચાર કરીએ છીએ ત્યારે જોઇ શકાય છે કે એ સ્થિતિમાં બહુ ઓછો ફરક પડ્યો છે. સ્ત્રીને કાયદાએ પોતાના હક્કો ભોગવવા માટેનું રક્ષણ આપ્યું છે. પરંતુ આપણે સહુ જાણીએ છીએ કે સ્ત્રી ભાગ્યે જ હક્કોને ખરા અર્થમાં 'ભોગવવા' સુધી જાય છે. બહુધા એનું વલણ સમાધાનકારી હોય છે. એ સમાધાન કરીને અન્યાય ભોગવતી રહે છે. સવાલ અહીં અન્યાયની સાથે જોડાયેલાં અસ્તિત્વનો છે. સ્ત્રીનો સ્ત્રી તરીકે સ્વીકાર થાય એ જ સૌથી મોટી જરૂરિયાત છે. કહેવતો સ્ત્રીને થયેલાં અન્યાયની ગવાહી પૂરતી ઊભી છે. સ્ત્રીને લગતી નકારત્મક કહેવતો આપણી ભાષામાંથી ભૂલાઇ જાય એમાં જ સ્ત્રીનું અને સરવાળે સમાજનું કલ્યાણ છે.

**ડૉ. પ્રવીણ રથવી, અમદાવાદ**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

Special issue on
Portrayal of Women in Social and Literary World

## ભારતીય સમાજમાં સ્ત્રીત્વનું વૈવિધ્ય– પ્રો. વિભા દવે

પુરાણ અનુસાર સ્ત્રીની ઉત્પત્તિ શતરૂપામાંથી થઈ છે એ ઘણી બધી રીતે સૂચક છે. શતરૂપા એટલે જ સ્ત્રીનાં સો રૂપ અથવા અનેક રૂપ. સમાજનાં પાયાનાં બે અંગ એટલે સ્ત્રી અને પુરુષ. આપણો પ્રારંભિક સમાજ સ્ત્રીપ્રધાન હતો, જે પછીથી પુરુષપ્રધાન બન્યો છે. સમાજ નામની સંસ્થામાં સ્ત્રીનું મુખ્ય અને પાયાનું સ્થાન છે. તે જન્મદાત્રી છે, પોષક છે અને સંવર્ધક છે. સામાજિક ધોરણે એણે અનેક પ્રકારની પ્રવૃત્તિના આધારે અનેક પાત્રતા કે વિશેષણો પ્રાપ્ત કરેલ છે. એમાં કેટલાંક પોતે સિદ્ધ કર્યાં અને કેટલાંક સમાજે આપેલ છે. ભારતીય સમાજમાં સ્ત્રીત્વનાં આવાં પાસાંઓમાં અનેક પ્રકારનું વૈવિધ્ય છે. સારાં અને નરસાં બન્ને પાસાં પરના એક વિહંગાવલોકન દ્વારા પ્રાચીન અને મધ્યકાલીન ભારતમાં સ્ત્રીનું શું સ્થાન હતું તેની એક ઝાંખી કરાવવાનો અત્રે નમ્ર પ્રયાસ છે.

ભારતીય સમાજમાં સ્ત્રી દીકરી, બહેન, પ્રેયસી, પત્ની, માતા, રાણી, દેવી, વિધવા, સતી, નર્તકી, નાયિકા, ગણિકા, દેવદાસી ઈત્યાદિ સ્વરૂપે સ્વીકારાઈ છે. એના જીવનનાં આ પાસાંઓનું ધર્મશાસ્ત્રો, નીતિશાસ્ત્રો, પુરાણો, કાવ્યો, નાટકો ઈત્યાદિમાં જે વિવિધતાભર્યું સ્થાન છે તેનો માત્ર એક સામાન્ય પરિચય આપવાનું અત્રે અભિપ્રેત છે. વેદ, ઉપનિષદો, સંહિતાઓ, સ્મૃતિગ્રંથો, મહાકાવ્યોના આધારે સ્ત્રીના વૈવિધ્યસભર જીવન અને તેના સામાજિક દરજ્જા પરત્વે માત્ર એક આછી રૂપરેખા આપવાનો મારો ઉદ્દેશ છે.

આદર્શ સ્ત્રી કે પતિવ્રતા સ્ત્રી કેવી હોવી જોઈએ? કામકાજમાં સહાયક બનનાર મંત્રી જેવી, ઘરકામમાં વિનમ્રતા દાખવતી દાસી જેવી, ભોજન કરવવામાં માતા જેવી, શરીરસુખ આપવામાં રંભા અપ્સરા જેવી, ધર્મને અનુકૂળ વ્યવહાર કરનારી અને ધરતીની જેમ ભાર ઉપાડનારી તેમજ ક્ષમા આપનારી હોવી જોઈએ :

> કાર્યેષુ મંત્રી કરણેષુ દાસી ભોજયેષુ માતા શયનેષુ રમ્ભા,
> ધર્માનુકૂલા ક્ષમયા ધરિત્રી સાડ્ગુણ્યમેતિદ્ધિ પતિવ્રતાનામ્.

‘પદ્મપુરાણ’માં પણ કહેવાયું છે કે પતિવ્રતા પત્ની એ છે જે કાર્યમાં દાસી, રતિકર્મમાં વેશ્યા, ભોજન કરાવવામાં માતા અને વિપત્તિમાં મંત્રી જેવી સહાયક હોય.

સ્ત્રીનું આદર્શરૂપ પ્રાચીન કાળથી દેવી સ્વરૂપે છે. દેવીરૂપે સર્જન અને પોષણના સંદર્ભે વૈદિક કાળથી જ અત્યંત મહત્ત્વ સ્થાપિત થયેલું છે. સર્વશક્તિમયી દેવીની ઉપાસના અત્યંત પ્રાચીન કાળથી જ વિવિધ રૂપમાં પ્રચલિત રહી છે. જીવનના ઉદ્ગમ અને વિકાસનું કોઈ અંગ એવું નથી જે માતૃશક્તિથી ઉદ્ભાષિત ન થયું હોય. કહેવાયું છે કે–

> સર્વદેવમયી દેવી સર્વદેવીમયં જગત્,
> યતો હં વિશ્વરૂપા ત્વાં નમામિ પરમેશ્વરીમ્.

ભારતમાં સ્ત્રીનો આદર અનેક રીતે કરવામાં આવ્યો છે. 'બૃહત્સંહિતા'માં કહેવામાં આવ્યું છે કે 'સ્ત્રી માટે જ ધર્મ અને અર્થનો સંગ્રહ કરવામાં આવે છે, પુત્રવિષયક સુખ પણ એનાથી જ પ્રાપ્ત થાય છે. આથી માન જ જેનું ધન છે એવા શ્રેષ્ઠ પુરુષો માટે એ યોગ્ય છે કે ઘરમાં અબળાઓને ગૃહલક્ષ્મી સમજીને સદાય એમનો આદર કરવો.' 'મહાભારત' પણ કહે છે કે 'જયાં સ્ત્રીનો અનાદર થાય છે ત્યાં બધી ક્રિયાઓ નિષ્ફળ થઈ જાય છે.' અને 'જયાં સ્ત્રીઓ પૂજાય છે ત્યાં દેવતાઓ ખુશ થાય છે.' 'મનુસ્મૃતિ'માં એક બાજુ સ્ત્રીની ફરજો વિશે કડક શબ્દોમાં આકાંક્ષા આપવામાં આવી છે તો બીજી બાજુ સ્ત્રીનો આદર પણ કરવાનું કહેવાયું છે. તેમાં પ્રસિદ્ધ શ્લોક છે કે–

યત્ર નાર્યસ્તુ પૂજયન્તે રમન્તે તત્ર દેવતાઃ,
યત્રૈતાસ્તુ ન પૂજયન્તે સર્વાસ્તત્રાફલાઃ ક્રિયાઃ.

અર્થાત્ જે કુળમાં સ્ત્રીઓની પૂજા થાય છે, એના પર દેવતા પ્રસન્ન થાય છે અને જે કુળમાં એની પૂજા નથી થતી તે કુળનાં બધાં કર્મ નિષ્ફળ થાય છે. એટલે કે કદીય સ્ત્રીઓનો અનાદર ન કરવો જોઈએ. આ ઉપરાંત 'મનુસ્મૃતિ'માં એમ પણ કહેવામાં આવ્યું છે કે 'જે કુળમાં સ્ત્રી શોક કરે છે એ કુળ શીઘ્ર નષ્ટ થઈ જાય છે અને જે કુળમાં એ શોક નથી કરતી તે કુળ કાયમ ઉન્નતિ કરે છે.'

સ્ત્રીને માતા તરીકે પ્રાચીન કાળથી જ ભારતીય પરંપરામાં પ્રતિષ્ઠિત કરવામાં આવી છે અને બહુમાન કરવામાં આવ્યું છે. 'યાજ્ઞવલ્ક્યસ્મૃતિ' કહે છે કે 'ગુરુ, આચાર્ય અને ઉપાધ્યાય કરતાં પણ માતા વિશેષ છે.'

માતા સિવાય ઘરની સ્વામિની કે ગૃહલક્ષ્મી તરીકે સ્ત્રીને ખૂબ જ વધાવવામાં આવી છે. 'મહાભારત'માં કહેવાયું છે કે–

ન ગૃહં ગૃહમિત્યાહુર્ગૃહિણી ગૃહમુચ્યતે,
ગૃહં હિ ગૃહિણીહીનમરણ્યસદૃશં મતમ્.

અર્થાત્ ઘરને ઘર નથી કહેવામાં આવતું, પત્ની જ ઘર કહેવાય છે. કેમકે પત્ની વિનાનું ઘર વન સમાન હોય છે.

જન્મદાત્રી માતા અને ગૃહસ્વામિની સ્ત્રીનું પત્ની તરીકેનું સ્થાન ભારતીય પ્રણાલિમાં ભવ્ય અને ઉચ્ચ કક્ષાનું સ્થાપવામાં આવેલ છે. પત્ની તરીકેની સ્ત્રી પાસે અનેક ક્ષમતાઓ અને અપેક્ષાઓ રાખવામાં આવી છે અને આદર્શ પત્ની કેવી હોય તેની વિભાવના તમામ શાસ્ત્રોમાં દર્શાવવામાં આવી છે. એટલે જ 'પંચતંત્ર' કહે છે કે 'જે સ્ત્રી પર એનો પતિ પ્રસન્ન નથી થતો એને સ્ત્રી નહિ માનવી જોઈએ. પતિના પ્રસન્ન થવાથી બધા દેવતાઓ સ્ત્રી પર પ્રસન્ન થાય છે.'

પતિવ્રતા સ્ત્રી અંગે શાસ્ત્રવચન અત્યંત અપેક્ષાથી સભરસભર છે. 'મહાભારત'માં એવી અપેક્ષા રાખવામાં આવી છે કે 'પતિવ્રતા સ્ત્રીઓ પતિના શયન પછી શયન કરે છે, ભોજન, સ્નાન વગેરે કાર્યો પતિના પછી કરે છે. પતિની ઈચ્છા વિરુદ્ધ આભૂષણ નથી પહેરતી, કયારેય કોઈની નિંદા નથી કરતી. એ જ એનાં કર્તવ્ય છે.' સ્ત્રીના ધર્મ કેવા હોય એ અંગે પણ 'મહાભારત' કહે છે કે 'કુલીન, સંતાનવતી, સતી, સાધ્વી, નિત્ય પતિને અનુકૂળ રહેનારી ધર્મપત્ની હોય એ સ્ત્રીનો ધર્મ છે.' પત્ની તરીકેની ફરજ દર્શાવતાં 'મહાભારત' એમ કહે છે કે–

સા ભાર્યા યા ગૃહે દક્ષા સા ભાર્યા યા પ્રજાવતી,
સા ભાર્યા યા પતિપ્રાણા સા ભાર્યા યા પતિવ્રતા.

અર્થાત્ પત્ની એ છે જે ઘરના કામકાજમાં કુશળ હોય, સંતાનવતી હોય, પતિને પ્રાણની સમાન પ્રિય માને અને જે પતિવ્રતા હોય. એ જ રીતે 'રામાયણ'માં વાલ્મીકિ કહે છે કે 'સમાજમાં એ જ સ્ત્રીઓનો

આદર થાય છે જે સત્ય, સદાચાર, શાસ્ત્રોની આજ્ઞા તથા કુલોચિત મર્યાદામાં રહે છે અને જે પતિને સર્વશ્રેષ્ઠ દેવતા માને છે.'

સ્ત્રીધર્મ વિશે શંખ કહે છે કે પતિ કે વડીલોની આજ્ઞા વગર બહાર ન જવું; ઉત્તરીય કે દુપટ્ટા જેવા ઉપરના વસ્ત્ર વિના બહાર ન જવું; ઝડપથી ન ચાલવું; વેપારી, સંન્યાસી, વૃદ્ધ પુરુષ અને વૈદ્ય સિવાય કોઈ અન્ય અપરિચિત પુરુષ સાથે વાત ન કરવી; નાભિ ન દેખાડવી; વસ્ત્રને પગની એડી ઢંકાય ત્યાં સુધી પહેરવાં; સ્તન ન દેખાડવાં; હાથ અથવા વસ્ત્રથી મુખ ઢાંકીને જ જોરથી હસવું, પોતાના પતિ અથવા સંબંધીજનની ઘૃણા ન કરવી; ગણિકા, જુગાર રમનારી સ્ત્રી, અભિસારિકા, સંન્યાસિની, ભવિષ્યકથન કરનારી સ્ત્રી, જાદુટોણાં કે ગુપ્ત વિધિ કરનારી સ્ત્રી ઈત્યાદિનો સંગાથ ન કરવો. કેમકે વિદ્વાન લોકોએ કહ્યું છે કે સારા ઘરની સ્ત્રી પણ ખરાબ લોકોની સંગતને કારણે બગડી જાય છે. આમ, પત્ની અથવા સ્ત્રી તરીકે સમાજે અનેક ઉચ્ચ આકાંક્ષો સેવેલ છે.

ભારતીય સમાજમાં પુત્રીના જન્મ કરતાં પુત્રજન્મને જ વધારે સ્પૃહણીય માનવામાં આવેલ છે. આવી માન્યતા જ સ્ત્રીનું નીચલું સ્તર દર્શાવે છે. 'પંચતંત્ર'માં પુત્રીની આવી અનિચ્છનીય સ્થિતિને દર્શાવતાં કહેવામાં આવ્યું છે કે '''પુત્રીનો જન્મ થયો' એનાથી જ પિતાને ખૂબ મોટી ચિંતા થવા લાગે છે. એને કોને આપવામાં આવે એવી ચિંતા કાયમ મનમાં રહે છે. વિવાહ પછી પતિથી સુખ મળશે કે નહિ એવો મનમાં સંશય રહે છે. એટલા માટે સાચે જ કન્યાના પિતા હોવું તે કષ્ટદાયક છે.' એમાં એમ પણ કહેવાયું છે કે 'કન્યા જન્મ લેતાં જ માતાને ચિંતિત કરે છે, ભાઈઓના શોકથી વધે છે અને પતિ દ્વારા પરાધીન હોવા છતાં નિંદિત કર્મ કરે છે. એટલા માટે કન્યારૂપી વિપત્તિને પાર કરવી અત્યંત કઠિન છે.'

એક બાજુ કન્યાને ભારરૂપ માનવામાં આવી છે તેમ અન્ય રીતે કન્યાનું સન્માન કરવાનું પણ કહેવાયું છે. 'મનુસ્મૃતિ' કહે છે કે 'પોતાનું કલ્યાણ ઈચ્છનાર કન્યાના પિતા, ભાઈ, પતિ અને દેવરે સદા કન્યાનું પૂજન કરવું જોઈએ તથા વસ્ત્રાભૂષણથી એને અલંકૃત કરવી જોઈએ.'

પોતાના પતિની પાછળ ચિતામાં બળી મરવાની કુપ્રથા પણ ભારતીય સમાજનું અંગ હતું. પરંતુ સતીપ્રથા ફરજિયાત નહોતી. આમ છતાં સતીત્વને મહાન પુણ્ય તો ગણવામાં આવે જ છે. 'મહાભારત'માં કહેવાયું છે કે 'એમાં જરા પણ શંકા નથી કે પતિની સાથે જ મૃત્યુનો સ્વીકાર કરવો એ પત્ની માટે મહાન ફળદાયક છે.' 'દક્ષસ્મૃતિ' પણ એમ જ કહે છે :'જે વિધવા નારી પોતાના પતિની ચિતા પર ભસ્મ થઈ જાય છે તે સ્વર્ગમાં અનંત સુખ પ્રાપ્ત કરે છે.'

સતીપ્રથા જેમ નિંદ્ય છે તેમ ભારતમાં વિધવાઓની સ્થિતિ પણ નિંદનીય છે. પ્રાચીન કાળથી જ વિધવાઓ ઉપર જાતજાતનાં નિયંત્રણો અને નિયમો સ્થાપિત કરવામાં આવેલ છે. આવાં નિયંત્રણો આપતાં 'હારીતસંહિતા'માં કહેવામાં આવ્યું છે કે 'કેશ રંગવા, પાન ખાવું, સુગંધ તથા પુષ્પાદિનું સેવન કરવું, દાગીના પહેરવા, રંગીન વસ્ત્રો પહેરવાં અને કાંસાના વાસણમાં ભોજન કરવું – આ બધાનો વિધવાએ ત્યાગ કરવો જોઈએ.'એવા જ આકરા નિયમોના પાલન અંગે મનુ પોતાનો મત આપતાં કહે છે કે 'પતિનું મૃત્યુ થવાથી પવિત્ર પુષ્પ, કંદ અને ફળના આહારથી શરીરને ક્ષીણ કરવું અને વ્યભિચારની ભાવનાથી પરપુરુષનું નામ પણ ન લેવું.'

તો એક સારું અને સબળ પાસું એ પણ છે કે વિધવાના પુનર્લગ્નની જોગવાઈ પણ ભારતીય પરંપરાએ કરેલી છે. 'વસિષ્ઠસ્મૃતિ'માં એમ કહ્યું છે કે 'માત્ર લગ્નની વિધિ થઈ હોય અને વિધવા થયેલી અક્ષતયોનિ સ્ત્રીનાં પુનર્લગ્ન થઈ શકે છે.' પુનર્લગ્ન અંગેનું એક ક્રાંતિકારી વિધાન 'અર્થશાસ્ત્ર'માં છે, જે સ્ત્રીના સામાજિક દરજ્જા પર ઘણો પ્રકાશ પાડે છે. કૌટિલ્ય કહે છે કે 'નીચ, લાંબા સમયથી પરદેશમાં

જતો રહેલ, રાજદ્રોહી, પોતાની પત્નીને ભય આપનાર, પતિત, સમાજથી ત્યાજ્ય અને નપુંસક પતિને પત્ની છોડી શકે છે.'

નિયોગપ્રથા સ્ત્રીત્વનું એક વિશિષ્ટ પાસું છે. જે સ્ત્રીનો પતિ અપુત્રાવસ્થામાં મૃત્યુ પામે તે સ્ત્રીને જો સંતતિની ઈચ્છા હોય તે પોતાના દિયર અથવા અન્ય કૌટુંબિક પુરુષ દ્વારા સંતાન પ્રાપ્ત કરે તેને નિયોગ કહે છે. પાંડવો આવી જ રીતે દેવો વડે કુંતીના સંયોગથી જન્મ્યા હતા. 'યાજ્ઞવલ્ક્યસ્મૃતિ'માં નિયોગ અંગે એમ કહેવામાં આવ્યું છે કે 'પિતા વગેરે વડીલોની આજ્ઞાથી દિયર, સપિંડ અથવા સગોત્ર પુરુષે પોતાના શરીરને ઘી ચોપડી અથવા અપુત્રા સ્ત્રી પાસે ઋતુકાળમાં ગર્ભસ્થિતિ સુધી જ જવું. ગર્ભ રહ્યા પછી પણ જો ગમન કરે તો તે પતિત થાય છે. આ વિધિથી ઉત્પન્ન થયેલો પુત્ર ક્ષેત્રજ કહેવાય છે.' આવી જ પદ્ધતિ 'ગૌતમધર્મસૂત્ર'માં પણ દર્શાવવામાં આવી છે કે 'પતિવિહીન સ્ત્રી જો પુત્રની અભિલાષા રાખે તો ગુરુજનોની આજ્ઞાથી તે પોતાના દેવર દ્વારા પુત્ર ઉત્પન્ન કરી શકે છે. જો દેવર ન હોય તો સપિંડ, સગોત્ર અથવા પોતાની જ્ઞાતિવાળા વ્યક્તિ દ્વારા જ પુત્ર પ્રાપ્ત કરી શકે છે.'

આ ઉપરાંત રીતરિવાજોની બાબતમાં સ્ત્રીત્વનાં અન્ય પાસાંઓ પણ ચર્ચવામાં આવેલ છે. આપણે પરદાપ્રથા કે ઘૂંઘટપ્રથાને આધુનિક માનીએ છીએ, પરંતુ એવું નથી. પરદાપ્રથા હોવાના ઘણા સંકેતો પ્રાચીન સાહિત્યમાં મળે છે. વૈદિક કાળમાં સ્ત્રીઓ વડીલોની લાજ કાઢતી હતી એવા સંકેતો મળે છે. કહેવાયું છે કે–

અધઃ પશ્યસ્વ મોપરિ સન્તરાં પાદકૌ હર,
મા તે કશપ્લકૌ દશન્ત્સ્ત્રી હિ બ્રહ્મા બભૂવિથ.

અર્થાત્ સાધ્વી સ્ત્રી, તું નીચે જો, ઉપર ન જો. પગને સાથે રાખ. વસ્ત્ર એ રીતે પહેર કે જેથી તારા હોઠ અને કેડની નીચેના ભાગ પર કોઈની નજર ન પડે. આ ઉપરાંત 'રામાયણ' અને 'મહાભારત'માં પણ સ્ત્રીની લાજ કાઢવાના સંકેતો મળે છે.

વર્ણભેદ ભારતનું કલંક છે. સ્ત્રીના સંદર્ભે એ અત્યંત ઘૃણ્ય બને છે. 'વિષ્ણુધર્મસૂત્ર' તો એમ કહે છે કે 'શ્યામવર્ણા શૂદ્ર સ્ત્રી માત્ર શારીરિક ઉપભોગ માટે છે, ધર્મકાર્ય માટે નહિ.'

ભારતમાં સ્ત્રી પર જે અનેક નિયંત્રણો છે તેમાંથી એક ખૂબ મોટું નિયંત્રણ એટલે સ્ત્રીને સ્વતંત્રતાનો અધિકાર ન આપવો તે. અનેક ધર્મશાસ્ત્રોએ સ્ત્રીને પરતંત્ર માની છે. 'મહાભારત' કહે છે કે 'સ્ત્રીઓને સ્વાધીનતા નથી હોતી, એ નિશ્ચિતરૂપે પરાધીન છે. પ્રજાપતિનો એ મત છે કે સ્ત્રી કદી સ્વતંત્રતાને યોગ્ય નથી.' આ જ પ્રમાણેનો સૂર 'મનુસ્મૃતિ' અને 'મહાભારત' બન્ને ઉચ્ચ સ્વરે આલાપે છે કે–

પિતા રક્ષતિ કૌમારે ભર્તા રક્ષતિ યૌવને,
પુત્રાશ્ચ સ્થવિરેભાવે ન સ્ત્રી સ્વાતન્ત્ર્યમર્હતિ.

અર્થાત્ પિતા કૌમાર્યમાં, પતિ યૌવનમાં અને પુત્ર વાર્ધક્યમાં સ્ત્રીનું રક્ષણ કરે છે એટલે સ્ત્રીને સ્વાતંત્ર્ય આપવું જોઈએ નહિ.

બહુપત્નીત્વ અને બહુપતિત્વ ભારતીય સામાજિકતાનાં અંગો રહી ચૂક્યાં છે. દ્રૌપદી, મારિશા વગેરે એનાં દૃષ્ટાંતો છે. આ બાબતે 'મહાભારત' કહે છે કે 'કલ્યાણ કરવાવાળા પુરુષોએ ઘણી પત્નીઓ કરવી એ અધર્મ નથી, પરંતુ સ્ત્રીઓ માટે પ્રથમ પતિ પ્રત્યે પોતાનું કર્તવ્ય ન કરવું તે મહાન અધર્મ છે.'

આવી બધી નકારાત્મકતાની વચ્ચે સ્ત્રીના હક કે અધિકાર માટે પણ ઘણા ઉલ્લેખો થયેલા છે. સ્ત્રીને પણ ધનસંપત્તિ આપવાની ફરજ અંગે 'અર્થશાસ્ત્ર'માં કહેવાયું છે કે 'મુશ્કેલીમાંથી બચાવવા માટે સ્ત્રીઓને ધનયુક્ત બનાવવામાં આવે છે.' એમ કહીને 'અર્થશાસ્ત્ર' બે પ્રકારનાં સ્ત્રીધન અંગે પણ કહે

છે કે સ્ત્રીધન બે પ્રકારનાં હોય છેઃ ૧. જીવનનિર્વાહ કરવાનું સાધન તે વૃત્તિ અને ૨. ઘરેણાંગાંઠાં તે આબધ્ય .

સ્ત્રી પર બળાત્કાર કરવામાં આવે તેને અત્યંત ઘૃણ્ય માનવામાં આવેલ છે, પરંતુ ભારતીય શાસ્ત્રો આવી સ્ત્રીની શુદ્ધિ થઈ શકે એમ કહીને એના પ્રત્યે ઉદાર વલણ પણ ધરાવે છે તે બાબત પ્રશંસાને પાત્ર છે. 'વસિષ્ઠધર્મસૂત્ર' કહે છે કે 'સ્ત્રી પર બળાત્કાર કરવામાં આવે કે ચોર લઈ ગયો હોય તેવી આફતો આવે તો સ્ત્રીને પતિએ ત્યાગવી જોઈએ નહિ. તે પાછી પ્રાજાપત્ય હોમથી અથવા ઋતુદર્શન પછી પવિત્ર બની શકે છે.' એમ જ રીતે 'પારાશરસ્મૃતિ' અને 'અત્રિસ્મૃતિ'માં પણ કહેવામાં આવ્યું છે કે જો કોઈ સ્ત્રી સાથે કોઈક બળાત્કાર કરે તો તે ત્યાજય નથી ગણાતી. તે માત્ર આવનારા ઋતુકાળ સુધી જ અપવિત્ર રહે છે.

સ્મૃતિગ્રંથોમાં સ્ત્રીઓને પુરુષની સરખામણીમાં કેટલાક વિશેષાધિકારો આપવામાં આવ્યા છે અને કેટલીક ખાસ સુવિધાઓ આપવાનો નિર્દેશ કર્યો છે. એ પરથી સ્ત્રીસન્માન કે સ્ત્રીદાક્ષિણ્યની ભાવનાનું દર્શન થાય છે. જેમકે માર્ગમાં ચાલતી વખતે સ્ત્રી માટે રસ્તો કરી આપવો જોઈએ, ગર્ભવતી સ્ત્રીને નદી પાર કરવામાં મદદ કરવી જોઈએ. યજ્ઞ અથવા કોઈ અન્ય અવસર પર નિમંત્રણ આપવામાં આવ્યું હોય ત્યારે સ્ત્રીઓને પહેલાં ભોજન કરાવવું જોઈએ, સ્ત્રીઓએ પુરુષની અપેક્ષાએ અડધું જ પ્રાશ્ચિત કરવાનું હોય છે, ભોજનમાં બધાથી પહેલાં સુવાસિની કન્યાઓને ભોજન કરાવવું જોઈએ ઈત્યાદિ.

દિવ્ય એટલે સત્ય–અસત્યનું પારખું કરવું તે. અગ્નિપ્રવેશ, વિષ લેવું ઈત્યાદિ દિવ્ય ગણવામાં આવે છે. નારદ આવાં દિવ્ય સ્ત્રીઓને ગ્રહણ કરવાની ના કહે છે.  કાત્યાયને કહ્યું છે કે બધા પ્રકારના દંડોમાં જે દંડ પુરુષને મળતા હોય તેના કરતાં અડધી માત્રામાં જ સ્ત્રીને દંડ આપવામાં આવે. જો પુરુષને જે તે દંડ માટે મૃત્યુની સજા કરવામાં આવતી હોય તો તેવા જ પ્રકારના સ્ત્રીના અપરાધ માટે તેનાં અંગોનો વિચ્છેદ કરવો જોઈએ. મનુ કહે છે કે રથ પર બેઠેલાને, નેવું વર્ષથી વધારે આયુવાળી વ્યક્તિને, રોગીને, ભાર ઊંચકીને જનારાને, સ્ત્રીને, સ્નાતકને, રાજાને અને વરરાજાને માર્ગ કરી આપવો જોઈએ.

સ્ત્રી સાથે કોઈ પુરુષે વ્યભિચાર ઈત્યાદિ કુકર્મ કર્યું હોય તો તે  માટે આકરા દંડ કે સજાની જોગવાઈ કરવામાં આવી છે. એ જ રીતે જો સ્ત્રી પણ કોઈ અપરાધ કરે તો તેને માટે પણ આકરી સજાની જોગવાઈ કરવામાં આવી છે.

'અર્થશાસ્ત્ર'માં કૌટિલ્યએ પરનારી સાથે બળાત્કાર કરનારને અને અવિકસિત છોકરી સાથે સંભોગ કરનારને દંડ આપવાનું કહેલ છે. જો કોઈ પુરુષ કોઈ વિકસિત અથવા યુવતી સાથે એની ઈચ્છાથી સંભોગ કરે તો તે પુરુષને ૫૪ પણ (પ્રાચીન ચલણ) અને યુવતીને ૨૭ પણ દંડ કરવામાં આવતો હતો. પોતાની જ જાતિની કન્યા, જે ત્રણ વર્ષ પહેલાં યૌવન પ્રાપ્ત કરી ચૂકી હોય પણ અવિવાહિતા હોય અને એની સાથે સંભોગ કરવામાં આવે તો તે મોટો અપરાધ માનવામાં નહોતો આવતો. લગ્નસંબંધમાં દેખાડવામાં અલગ કન્યા રજૂ કરવામાં આવે અને લગ્નમાં જુદી જ કન્યા આપવામાં આવે તો પણ દંડની જોગવાઈ હતી. જો પ્રવાસીની પત્ની વ્યભિચાર કરે અને એનો સંબંધી કે નોકર જો તે સ્ત્રીને નિયંત્રિત કરીને રોકી રાખે અને પતિ પાછો આવતાં તેને સોંપી દે એન એવી સ્ત્રીનો પતિ જો પોતાની પત્નીને માફ કરી દે તો પેલા પરપુરુષ પર કોઈ પગલાં લેવામાં આવતાં નહિ, પરંતુ જો વ્યભિચારિણીનો પતિ એમને માફ ન કરે તો સ્ત્રીનાં નાક અને કાન કાપી લેવાની સજા હતી અને વ્યભિચારી પુરુષને મૃત્યુદંડ આપવામાં આવતો હતો.

કેટલાક સંયોગોમાં સ્ત્રીનો ત્યાગ કરવાનું પણ કહેવામાં આવ્યું છે. 'મનુસ્મૃતિ'માં એનો નિર્દેશ કરવામાં આવ્યો છે કે 'પતિ પોતાની સાથે દ્વેષ કરવાવાળી સ્ત્રીની તે સુધરે તે માટે એક વર્ષ સુધી રાહ જુએ. જો સુધાર ન થાય તો એને આપવામાં આવેલ આભૂષણ ઈત્યાદિ એની પાસેથી લઈને એની સાથે સહવાસ

आर्थिक स्वावलंबन स्त्री की दुनिया को बदलने में अहम् भूमिका निभा सकता है। आर्थिक सशक्ति करण नारी को बहुत सारी समस्याओं से उबार सकता है। प्रभा खेतान के सशक्तीकरण का जरिया भी स्वतंत्र व्यवसाय एवं धनोपार्जन है। शायद सीमोन के इन शब्दों को उन्होंने अपनी जिंदगी में उतारा था – मैंने भी जीवन जीते हुए यही सिखा की पैसे कमाते हुए स्त्री निर्णय लेना सीखती है और निर्णय की क्षमता उसके संघर्ष को मजबूत करती है। प्रभा खेतान की आत्मकथा एवं उपन्यास 'छिन्नस्ता' कीकी नायिका प्रिया की जिंदगी सीमोन के उक्त मान्यता को सार्थक करती है। हिन्दी में अन्य नारी लेखिकाएँ भी व्यवसाय की दुनिया से जुड़ी हुई है, लेकिन उनमें से किसी ने भी प्रभा खेतान जैसा जीवन नहीं जिया, न निर्णय के लिए, न संघर्ष किया। तीन सौ रुपए की अदना नौकरी करना, बाईस साल की उम्र में चालीस साल के विवाहित पुरुष से प्रेम करना, विवाह संस्था को ठुकराकर अन्या बनने का चुनाव करना, अपने आपको उघाड़कर पूरी तरह अरक्षित होने का साहस दिखादिखाना मामामूली बात नहीं है। आत्मकथा में नारीजीवन की दुर्बलताओं के प्रामाणिक ब्योरे पेश करके समाज को मजबूर किया की वह स्त्री-पुरुष के संबंसंबंधों पर एक बार फिर सोचे।

प्रभा खेतान मानती है कि भूमंडलीकरण एवं उपभोक्तावाद ने स्त्री को जितना लाभ पहुँचाया है। उससे अधिक हानि पहुचाई है। वह स्त्री को सब कहीं एक आकर्षक उत्पाद एवं जींस में बदल रहा है। भ्रभ्रुण हत्या और बालिका-शिशु की उपेक्षा काका अनुपात तेतेजी से बढ़ रहा है। मात्र आर्थिक स्वतंत्रता स्त्री को मनुष्य बनाने के लिए काफी नहींननहीं है। उसे मनुष्य बनाने के लिए आर्थिक परिवर्तन के साथ-साथ राजनीतिक एवं सामाजिक आंदोलन की ज़रूरत है। प्रभाजी स्पष्ट लिखती है -- "अमानवीय विकास के प्रतिमानों को खारीज करना और जनोन्मुख नजरिये को विकको विकसित करना नारीवाद का पहला उद्देश्य होहोना चाहिए।" (वही, पृ.35) ययहीं नहीं स्त्री विरोधी परिप्रेक्ष्य मेंमें ये लेखिकाओं की निष्क्रियता पर भी हैरत जताती है जो नारी के अनछूए अवर्णनीय, अकल्पनीय मुद्दों को नजरअंदाज कर देती है या हाशिए पर धकेल देती है।

पितृसत्तात्मक हर जगह विद्यमान है, हर क्षेत्र पर हावनहावी है। चाहेचाहे वह साहित्य हो, राजनीति हो या अन्य कोई सामाजिक-आर्थिक क्षेत्र हो, स्त्री को इन सबसे मुक्त होना है। मुक्त होने का यह अर्थ कदापि नहीं है कि वह पुरुष से बदला ले, मममर्दाना अंदाज धारण करे या पुरुष बनने की होड़ में अपना सब कुछ गँवा दे। उसे तो अपनी स्त्रीत्व बचाएँ रखकर अपने वजूद का एहसास कराना है, उउत्पाद और वितरण की प्रणाली पर बबराबरी का अका अधिकार प्राप्त करना है, शोषण से मुक्त होने के लिए संघर्ष करना है, जातीय एवं लिंग भेदभाव से रहित से एक नये ससमाज को गढ़ना है।

स्त्री मुक्ति याया नारीवादी आंदोलन का मूल उद्देश्य भी वही है। स्त्री अगर भटक गई या उपभोक्तावादी संस्कृति की चमक-दमक सेसे आकर्षित होहो उसमें खो गई तो मूल उद्देश्य कीप्राप्ति के लिए और हजार साल का इंतजार करना पड़ेगा। अतः उसे सचेसचेत ररहना है और संघर्ष के रके के रास्ते सेसे पीठ नहीं हटना है। अंततः उसेउसे ही तय करतय करना है कि वह वस्तु या उत्पाद बने रहना चाहती है या सृजनशील मनुष्य। दोनों दोनों में से किसी एक का चुनाव नारीवादी आंदोलन का भविष्य तय करेगा। प्रभा खेतान ने ने अपने स्त्री-जीवन से प्राप्त अनुभवों को उपनिवेश में स्त्री में उतार दिया है। वह स्त्री-विमर्शों की उपरी तह में न भटककर उसकी आंतरिक जटिलताओं से टकराती है। यह पुस्तक पुल्लिंगी समाज रूपरूपी समुसमुद्र में भटकी हुई नारी के लिए सचमुच एक आकाशदीप है तो नारीवाद के मूल उद्देश्यों की प्राप्ति के लिए एक कुशल सारथी!

---

**डॉ. समीर प्रजापति, आर्ट्स एवं सायन्स कॉलेज, पीलवाई, ता. विजापुर, जि. मेहसाना**


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 6, Continuous Issue 12, November - December 2012

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

Special issue on
Portrayal of Women in Social and Literary World

# વૈદિક કાળમાં નારીની સ્થિતિ– NARENDRA B. RAVAL

માનવે જ્યારે ધરતી પર આંખ ખોલી તો તેને માના રૂપમાં નારીની ગોદનું સંરક્ષણ જ નહીં મળ્યું પણ તેના પાલવની છાયામાં સ્વર્ગીય આનન્દની અનુભૂતિ પણ તેનાથી થઇ. સ્વયં આ ધરતી માના રૂપમાં જનની–જન્મભૂમિના રૂપમાં આકાશની ઊંચાઇથી લઇને સમુદ્રની ઊંડાઇ સુધી અપાર સંભાવનાઓની શુભકામનાઓ તેમના માટે લઇ આવી. તેણે માના રૂપમાં નારીનું ભૌતિક રૂપ પણ જોયું અને તેને તેના અલૌકિક સ્વરૂપના દર્શન પણ થયાં. નારી વિધાતાની અદભૂત સૃષ્ટિ છે. ભારતીય સમાજે અત્યંત પ્રાચીનકાળમાં વેદ પ્રતિપાદિત આદર્શો અને જીવનપ્રણાલીનો સ્વીકાર કરીને પોતાનો વિકાસ કર્યો હતો. વૈદિકકાળમાં નારીને અતિ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થયું હતું. વેદના હજારો મંત્રોમાં નારીની ગરિમામયી છબીને અંકિત કરવામાં આવી છે.

ઉષા, આપ:, અદિતિ, સરસ્વતી વગેરે દેવતાઓને સમ્બોધન કરનાર જે મન્ત્રો મળે છે તેમાં નારી મહાત્મ્યનો જ ઉલ્લેખ થયો છે. जायेदस्तं मघवन्त्सेदु योनिस्तदित्वा युकता हरयो वहन्तु । (ऋक्.3-53-4) અર્થાત્ હે ઐશ્વર્યવાન ઇન્દ્રદેવ સ્ત્રી જ ઘર હોય છે, એ જ પુરુષનું આશ્રયસ્થાન હોય છે. ઋગ્વેદમાં સ્ત્રીને યજ્ઞમાં બ્રહ્માનું સ્થાન ગ્રહણ કરવાને યોગ્ય બતાવ્યું છે. આ વેદમાં સરસ્વતીરૂપા વિદુષી નારીનું આહ્વાન કરવાવાળો મંત્ર નીચે મુજબ છે.

सरस्वती देवयन्तो हवन्ते सरस्वतीमध्वरे तायमाने ।

सरस्वती सुकृतो अह्वयन्त सरस्वती दाशुषे वार्यं दात ।। (10-17-7)

અર્થાત્ દિવ્ય ગુણોની કામના કરવાવાળી વિદુષી દેવીને અમે આમંત્રિત કરીએ છીએ. યજ્ઞોના અવસર પર સરસ્વતીરૂપી સુપઠિત દેવીને અમે બોલાવીએ છીએ. ઉત્તમ કર્મવાળી સન્નારીને અમે આહૂત કરીએ છીએ. તે દાનશીલ વ્યક્તિઓને ઉત્તમ જ્ઞાન આપે છે.

ઋગ્વેદમાં કન્યા શિક્ષણની વ્યવસ્થા નિર્દેશેલી છે. પુત્રની જેમ તેને પણ ઉપનયન વગેરે સંસ્કાર આપવામાં આવતા. વેદ અધ્યયનમાં પણ તેને અધિકાર આપવામાં આવતો હતો. નારી પુરુષના સહયોગી તરીકે વર્તતી હતી. તે પુરુષની સાથે યજ્ઞાદિ કર્મો પણ કરતી હતી. ફક્ત યજ્ઞાદિ કર્મો જ નહિ ભીષણ યુદ્ધમાં પણ તે સેનાપતિ બનતી. વેદમાં સ્ત્રી અબળા મનાતી ન હતી. સુવીરા, શૂરપત્ની, ઇન્દ્રપત્ની વગેરે ગૌરવયુક્ત વિશેષણોથી નવાજવામાં આવતી.

सहोत्रं स्म पुरा नारी समनं वाव गच्छति ।(अथर्व.20-126-10)

(પ્રાચીનકાળથી જ નારી શ્રેષ્ઠ યજ્ઞો ને મહોત્સવોમાં ભાગ લેતી આવી છે.)

इन्द्राण्येतु प्रथमाजीतामुषिता पुरः । (अथर्व.1-27-4)

(કોઈના દ્ધારા ન જીતાયેલી, ન લૂંટાયેલી અભિમાની (ઈન્દ્રાણી) બધાની આગળ ચાલો.) સ્ત્રીના સૌભાગ્યવતીપણાની, સહ્રદયત્વપણાની, ઉદ્યમીપણાની પણ પ્રશંસા થાય છે.

न मत् स्त्री सुभसत्तरा न सुयाशुतरा भुवत् । (अथर्व.20-126-6)

(મારાથી વધુ બીજી કોઈ સ્ત્રી સૌભાગ્યશાળી નથી ને કોઈ સ્ત્રી વધુ સુખી અને સંતતિવાળી નથી.) ઋગ્વેદના દશમા મંડળનું 25મું સૂક્ત નારીની મહિમાનું બહુવિધ આખ્યાન કરે છે. તેનો મંત્ર જેની ઋષિકા સૂર્યા સાવિત્રી છે, જે નારીગૌરવને જ ઉપસ્થિત કરે છે. વૈદિકકાળથી લઈને આજ સુધી આર્ય જાતિ વિવાહના અવસર પર આ સૂક્તના મંત્રોનો પ્રયોગ કરતી આવી છે. જે મંત્રો प्रेतो मुञ्चामि (10-85-25) તથા

पूषा त्वेतो नयतु हस्त गुह्याश्विना त्वा प्र वहतां रथेन ।

गृहान्गाच्छ गृहपत्नी यथासो वशिनी त्वं विदथमा वदासि ।।(10-85-26)

(પૂષાદેવ આપને અહીંથી હાથ પકડીને લઈ જાય. આગળ અશ્વિનીકુમાર આપને રથમાં બેસાડીને લઈ જાય. આપ પોતાના પતિગૃહ તરફ પ્રસ્થાન કરો. ત્યાં આપ ગૃહસ્વામિની અને દરેકને પોતાના અનુશાસનમાં રાખનારી બનો. ત્યાં આપ વિવેકપૂર્ણ વાણીનો પ્રયોગ કરો.)

બીજા મંત્રો सुमंगलीरियं वधू (10-85-33), गृभ्णामि ते सौभगत्वाय हस्तं (10-85-36), तुभ्यमग्रे पर्यवहन (10-85-38), इहैव स्तं मा वि यौष्टं (10-85-42), अघोर चक्षुरपतिघ्नोदि (10-85-44) છે. આ મંત્રો ગૃહસ્થમાં પ્રવેશ કરનારી નારીનું ગૌરવમય રૂપ પ્રસ્તુત કરે છે. समञ्जन्तु विश्वेदेवाः समापो हृदयानि नौ (10-85-47) મંત્રમાં દ્વિવચનનો પ્રયોગ દ્રષ્ટવ્ય છે. જેમાં વર અને વધૂ દ્વારા સન્માનરૂપ ગૃહસ્થના દાયિત્વને પૂરા કરવાનો સંકેત છે.

ફરી સ્વસુરગૃહમાં જઈને વહુ કઈ રીતે ગૃહસ્થ પરિવારની સામ્રાજ્ઞી બની જાય છે. તેનો સંકેત પણ આ મંત્રમાં (10–85–46) માં મળે છે. મહર્ષિ દયાનંદ સરસ્વતી રચિત સંસ્કારવિધિના વિવાહ પ્રકરણમાં આ મંત્ર ઉદધૃત કર્યો છે.

साम्राज्ञी श्वसुरे भव साम्राज्ञी श्वश्वां भव ।

ननान्दरि साम्राज्ञी भव साम्राज्ञी अधिदेवृषु ।। (10-85-46)

તેનો અર્થ કરતાં દયાનન્દ સરસ્વતી લખે છે કે હે વરાનને, તુ મારા પિતા જે તારા સસરા છે, તેમાં પ્રીતિ કરીને સમ્યક પ્રકાશમાન, ચક્રવર્તી રાજાની રાણીની સમાન પક્ષપાત છોડીને પ્રવૃત્ત થાય. મારી માતા જે તારી સાસુ છે તેમાં પ્રેમયુક્ત થઈને તેની આજ્ઞામાં સારી રીતે રહીને, જે મારી બહેન તારી નણંદ છે તેમાં પણ પ્રીતિયુક્ત અને મારો ભાઈ તારો દિયર અને જે મોટા અથવા નાના છે તેમાં પણ પ્રીતિથી પ્રકાશમાન અધિકારયુક્ત થાય અર્થાત્ સૌની સાથે અવિરોધપૂર્વક પ્રીતિથી વર્તાવ કર.

વેદમાં નારીને ગૃહસ્થની ધુરા વહન કરવાની પ્રેરણા તો આપી જ છે. પણ સમય આવ્યે વીર ભાવનાઓથી યુક્ત થઈને પ્રચંડ કર્મોમાં લાગી જવાનો આદેશ પણ આપ્યો છે. ઋગ્વેદના દશમા મંડળનું 15મું સૂક્ત શચી પૌલોમીને સમર્પિત છે. તેની દ્રષ્ટા ઋષિ (ઋષિકા) પણ એક નારી શચી પૌલોમી જ છે. તેમાં જે વીર નારીનું ચિત્રણ કરવામાં આવ્યું છે તેની ઓજસ્વી વાણીને સાંભળો.

उदसौ सूर्यो अगादुदयं मामको भगः ।

अहं तद्विद्वला पतिमभ्यसाक्षि विषासहि ।।(10-159-1)

સૂર્યના ઉદયની સાથે સાથે મારા સૌભાગ્યની પણ વૃદ્ધિ થઈ રહી છે. હું મારા પતિદેવને પ્રાપ્ત કરીને વિરોધિઓને પરાજિત કરવાવાળી તથા સહનશીલ બનું.

તે ફરી કહે છે....

अहं केतुरह मूर्धाहमुग्रा विवाचनी ।

ममदेनुक्रतुं पतिः सेहानाया उपाचरेत् ।। (10-159-2)

હું કેતુ (ધજા) તુલ્ય છું સમાજની મૂર્ધાસ્થાનીય છું. તેજસ્વિની બનીને સભાઓમાં પ્રભાવશાળી ભાષણ આપનારી છું. મારો પતિ મારી ઇચ્છા, જ્ઞાન અને કર્મને અનુકૂળ આચરણ કરે છે. આ વીરપ્રસૂ નારીની સંતાન પણ તેવી જ તેજસ્વી છે.

मम पुत्राःशत्रुहणोऽथो मे दुहिता विराट् ।

उताहमस्तिसञ्जया पत्यौ मे श्लोक उत्तम ।। (10-159-3)

મારા પુત્રો શત્રુઓનો નાશ કરવાવાળા છે અને મારી પુત્રી પણ જ્ઞાનાદિ ગુણોના કારણે વિશેષરૂપથી પ્રકાશિત થવાવાળી છે. હું સ્વયં પણ કામ ક્રોધાદિ વિકારોને જીતવાવાળી તથા બાહ્ય શત્રુઓનો નિગ્રહ કરવાવાળી છું. મારું આચરણ અને વ્યવહાર એવો છે કે જેનાથી મારા પતિને ઉત્તમ યશ પ્રાપ્ત થાય છે.

યજુર્વેદમાં નારી ગૌરવગાન કરવાવાળા અનેક મંત્ર મળે છે. આઠમા અધ્યાયનો 43મો મંત્ર આ પ્રકારે છે.

इडे रन्ते हव्ये काम्ये चन्द्रे ज्योतेऽदिते सरस्वति महि विश्रुति ।

एताते अघ्न्ये नामानि देवेभ्यो मा सुकृतं ब्रूतात् ।।

આ મંત્રના દેવતા પત્ની છે. અહીં પત્ની માટે જે વિશેષણ પ્રયુક્ત થયા છે તેનાથી નારીની ગરિમા અને પ્રતિષ્ઠા વ્યક્ત થાય છે. તે પત્ની અઘ્ન્યા છે. તેની તાડના કરવી ઉચિત નથી, તે સ્તુતિ કરવાને યોગ્ય છે (इडे), રમણીય છે– કામના કરવાને યોગ્ય છે(काम्ये), સ્વીકાર કરવાને યોગ્ય છે(हव्ये), પોતાના શીલ અને આચારથી દ્યુતિમાન છે (ज्योति), અવિનાશી આત્મા હોવાને કારણે અદિતિ છે(अदिते), વિદ્યાયુક્ત છે(सरस्वती), પૂજ્યતમ છે(महि), ઉત્તમ કીર્તિ તથા વેદવાણી યુક્ત છે(विश्रुति). આ બધા નામ અથવા વિશેષણ પત્ની માટે વેદમાં પ્રયુક્ત થયા છે. સંસારના સાહિત્યમાં નારીની પ્રસંશા માટે આટલા શબ્દોનો પ્રયોગ એક સાથે કદાચ ક્યાંય થયો નહીં હોય.

રાષ્ટ્રગીતની સમાન સમ્માન પ્રાપ્ત યજુર્વેદના 22મા અધ્યાયના 22મા મંત્રમાં જ્યાં રાષ્ટ્રમાં બ્રહ્મવર્ચસ્વને ધારણ કરવાવાળા બ્રાહ્મણ, શૂરવીર, ક્ષત્રિય તથા દુગ્ધવતી ગાયો વગેરેની કામના કરવામાં આવી છે ત્યાં રાષ્ટ્રની નારીને અનેક વ્યવહારોમાં કુશળ હોવાને કારણે આદર્શ કહેવામાં આવી છે. (आ ब्रह्मन्ब्राह्मणो......पुरन्धिर्योषा जिष्णू रथेष्ठाः)

અથર્વવેદમાં "शुद्धा पूता योषितो यज्ञिया इमा" (11–1–17) કહીને નારીને શુદ્ધ, પવિત્ર તથા યજ્ઞની સમાન આદર આપવામાં આવ્યો છે. 14મા કાણ્ડનું પ્રથમ સૂક્ત તો સ્ત્રીને યોગ્ય કર્તવ્યોનો ઉપદેશ કરવાવાળો વિશ્વકોષ જ છે.

इन्द्राग्नि द्यावापृथिवी मातरिश्वा मित्रावरुणा भगो अस्विनोभा ।

बृहस्पतिर्मरुतो ब्रह्म सोम इमां नारी प्रजाया वर्धयन्तु ।। 14-1-54



**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 6, Continuous Issue 12, November - December 2012

અર્થાત્ ઇન્દ્ર, અગ્નિ, દ્યાવા–પૃથ્વી, વાયુ, મિત્ર, વરુણ, ભગ, બંન્ને અશ્વિનીકુમારો, બૃહસ્પતિ, મરુદ્ગણ, બ્રહ્મ અને સોમ – એ બધી દેવી શક્તિઓ આ નારીની શ્રેષ્ઠ સંતાનોની સાથે વૃદ્ધિ કરો.

14મા કાણ્ડના બીજા સૂક્તના અધિકાંશ મંત્ર વૈદિક વિવાહ વિધિમાં વિનિયુક્ત છે. પત્નીને ગૃહસ્થાશ્રમની મહારાણી કહેતાં તેને ઉપમા સાગરની આપવામાંઆવી છે જે નદીઓનો સ્વામી છે.

यथा सिन्धुर्नदीनां साम्राज्यं सुषुवे वृषा ।

एवात्वं साम्राज्येधि पत्युरस्तं परेत्य ।। (14-1-43)

જે રીતે સમુદ્રે નદીઓનું સમ્રાટ પદ પ્રાપ્ત કર્યું છે તે રીતે હે વધૂ તુ પતિને ઘરે જઇને સામ્રાજ્ઞી બન.

પુરુષ ઋષિઓની જેમ સ્ત્રી ઋષિકાઓએ પણ વેદના વિભિન્ન મંત્ર તથા સૂક્તોનું રહસ્ય જાણ્યું હતું. મંત્રોના અર્થ ચિન્તન કરી ઋષિકા પદને પ્રાપ્ત કર્યું હતું. ઋગ્વેદના સૂક્તોની દ્રષ્ટી ઋષિકાઓની નામાવલિ જોઇએ તો 10મા મંડળમાં સૂક્ત 36 તથા 40 ઘોષા કાક્ષીવતીએ જોયું. 35મા સૂક્તમાં મંત્ર 16 અને 18 ઉર્વશીએ જોયા. 134મા સૂક્તને જોવાનો શ્રેય યમીને છે. 156મા સૂક્તમાં નારી ગૌરવનું ગાન કરવાવાળી ઋષિકા શચી પૌલોમી છે. 186મા સૂક્તનું જ્ઞાન સાર્પરાજ્ઞીએ પ્રસારિત કર્યું. ઋગ્વેદના 5મા મંડળના 28મા સૂક્તનું દર્શન વિશ્વવારા આત્રેયીએ કર્યં હતું. 8મા મંડળના 61મા સૂક્તની દ્રષ્ટી અપાલા આત્રેયી છે. બીજાં પણ ઘણા ઉદાહરણો આપી શકાય. મંત્રદ્રષ્ટા નારી ઋષિકાઓની એક સૂચી બૃહદ્દેવતાના 24મા અધ્યાય (શ્લોક 84,85,86)માં નીચે મુજબ છે.

घोषा गोधा विश्ववारा अपालोपनिषन्निसत् ।

ब्रत्तृजाया जुहूर्नाम अगस्त्यस्य स्वसादितिः ।।

इन्द्राणी चेन्द्रमाता च सरमा रोमशोर्वशी ।

लोपामुद्रा च नद्यश्च यमी नारी च शश्वती ।।

श्रीर्लक्ष्मीः सार्पराज्ञी वाक् श्रद्धा मेधा च दक्षिणा ।

रात्री सूर्या च सावित्री ब्रह्मवादिन्य ईरिता ।।

બ્રહ્મ અર્થાત્ વેદનો પ્રચાર કરવાને કારણે ઉપર્યુક્ત ઋષિકાઓને બ્રહ્મવાદિની કહેવામાં આવે છે. વૈદિક કાળ પછી બ્રાહ્મણ તથા ઉપનિષદ કાળમાં પણ નારીનું ગૌરવ તથા મહત્ત્વ અક્ષુણ્ણ રહ્યું. શતપથ બ્રાહ્મણ તથા તદનુવર્તી બૃહદારણ્યકોપનિષદમાં વાચક્નવી ગાર્ગી નામની બ્રહ્મવાદિની નારીનું આખ્યાન અનેકત્ર આવે છે. મહર્ષિ યાજ્ઞવલ્ક્ય જેવા બ્રહ્મનિષ્ઠ સાથે શાસ્ત્રાર્થમાં પ્રવૃત્ત થઇને ગાર્ગી જેવી ભારતીય વિદુષીએ સમસ્ત નારીજાતિને ગૌરવ આપ્યું.

યાજ્ઞવલ્ક્યની વિદુષી પત્ની મૈત્રેયીનું આખ્યાન પણ બૃહદારણ્કોપનિષદ (2–4)માં વર્ણિત છે. મોક્ષમાર્ગમાં પોતાની રુચિને દર્શાવતી મૈત્રેયીએ પોતાના પતિને કહ્યું હતું. "सा होवाच मैत्रेयी येनाहं नामृता स्यां किमहं तेन कुर्या "– જેનાથી હું અમરત્વને પ્રાપ્ત ન કરી શકું તે જાણીને શું કરીશ ? પત્નીની આ જિજ્ઞાસાને શાંત કરવા માટે મહર્ષિએ આત્મા વિષયક પોતાનો પ્રસિદ્ધ ઉપદેશ આપ્યો.– "न वा अरे पत्युः कामाय पतिः प्रियो भवति आत्मनस्तु कामाय पतिः प्रियोभवति" વગેરે... મૈત્રેયીને જ સંબોધિત કરીને મહર્ષિ યાજ્ઞવલ્ક્યે ઉપનિષદના અમર વાક્યનું ઉચ્ચારણ કર્યું હતું. "आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यो मैत्रेध्यात्मनो वा अरे दर्शनेन श्रवणेन मत्या विज्ञानेनेदं सर्वं विदितम् " (ચોક્કસ આ આત્મા જ દ્રષ્ટવ્ય છે, શ્રોતવ્ય છે, મનન કરવાને યોગ્ય છે, અતિશય ધ્યાન કરવાને યોગ્ય છે. તેના શ્રવણ, મનન,

દર્શનથી બધું જ જ્ઞાન થાય છે.) ઉપનિષદ્ કલીન ભારતીય નારીઓનું અધ્યાત્મ જ્ઞાન ભારતનો ઉજ્જવળ નિધિ છે.

આમ વાદિક સંહિતાઓમાં નારીના ગૌરવ તથા મહત્ત્વને સર્વત્ર પ્રસ્થાપિત કરવામાં આવ્યું છે તથા તેને ગૃહસ્થાશ્રમની એક ધુરી માનવામાં આવી છે. નારીની ગરિમાનું પ્રત્યાખ્યાન કરનાર એક પણ મંત્ર સંહિતામાં મળતો નથી.

**સન્દર્ભ સાહિત્યઃ–**


(1) ऋग्वेद – श्री रामशर्मा आचार्य

(2) अथर्ववेद –श्री रामशर्मा आचार्य

(3) संस्कृतनिबन्धशतकम् – वि.वि.प्रकाशन वाराणसी



**NARENDRA B. RAVAL, Asst. Professor – Sanskrit, GOVT. ARTS COLLEGE, AMIRGADH, DIST – BANASKANTHA (North Gujrat)**

**nbraval41@gmail.com**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

Special issue on
Portrayal of Women in Social and Literary World

# કૂવો: નારીકેન્દ્રી નવલકથા – અભિષેક દરજી

અનુઆધુનિક યુગમાં દલિત ચેતના અને નારી ચેતનાને વિકસવાનો બહોળો અવકાશ પ્રાપ્ત થયો છે. પરંતુ નારીવાદી ન હોવા છતાં નારીકેન્દ્રી હોય તેવી સબળ નવલકથાઓ ગુજરાતી સાહિત્યને પ્રમાણમાં ઓછી સાંપડી છે. 'કૂવો' નવલકથા એવા સમયમાં એક સીમાસ્તંભ બની રહી છે, ને એજ રીતે "સૌથી વરવી સ્થિતિ ભારતના ખેડૂતોની છે. ગોદાનનો પ્રભાવ ગુજરાતી સર્જકોએ ઝીલ્યો નથી. આવી પરિસ્થિતિ વચાળે નારી વિમર્શની સાથોસાથ કિસાન વિમર્શનું નિદર્શન પૂરું પાડતી નવલકથા 'કૂવો' નું ગુજરાતી સાહિત્યમાં પ્રગટવું આશ્વાસિત છે." ૧

'કૂવો' નવલકથાએ નારીવાદી નવલકથા નથી પરંતુ નારીકેન્દ્રી નવલકથા છે. જેમાં સદ્ અને અસદ્ તત્ત્વોનો સંઘર્ષ સ્થૂળ અને સૂક્ષ્મ એમ બંને રીતે જોવા મળે છે, અને નવલકથાને અંતે નાયિકા દરિયાનો વિજય એટલે કે, સદ્તત્ત્વનો વિજય છે જેમાં લેખક અશોકપુરીના કથાન્યાય જોવા મળે છે. તો આવી સબળ અને પ્રબળ કૃતિ 'કૂવો' ની પરિએષણાએથી તપાસ કરીએ. ૫૦ પ્રકરણ અને ૨૮૦ પૃષ્ઠોમાં વિસ્તરેલી 'કૂવો' નવલકથા વસ્તુ અને વસ્તુસંકલનાની દ્રષ્ટિએ સબળ કૃતિ છે. ખેતરનો ખોળો ખૂંદતા ખેડૂતવર્ગ અને તેની સાથે થતા અન્યાય, શોષણ અને અત્યાચાર તથા તેની સામે અવાજ ઉઠાવતી ખેડૂત પત્ની દરિયાની આ કથા છે. "આમ, તો આ નવલકથાને કોસ, મશીન અને કૂવોને ત્રણ ખંડોમાં વહેંચી શકાય. વંશીવેલાથી મુખી અને ડુંગરાના ખેતરના પરિવાર વચ્ચે–ભાગિયો કૂવો હોય છે. કૂવો ડુંગરના ખેતરમાં છે અને મહિનાના વીસ દિવસે ડુંગરના ખેતરમાં અને દસ દિવસ મુખીના ખેતરમાં કોસનું પાણી વહેંચવાનું લખાણ છે." ૨ પરંતુ મુખી કોશ આપવા બાબતે આડોડાઈ કરે છે, પોતાની સત્તાના જોરે મન ફાવે તટલા દિવસ કૂવે પોતાનો કોસ જોડે, અધવચ્ચે ડૂંગરને પોતાના ખેતર પરમાર કામ કરવા બોલાવે, એટલું જ નહીં પણ કૂવાના થાળાનું સમારકામ કરવાની ખર્ચ પણ ડૂંગરને જ ભોગવવો પડે છે. સર્જકે નવલકથાની શરૂઆતમાં આ અન્યાયી પરિસ્થિતિ મૂકી આપી છે. ને આ કરોળિયાના જાળા જેવી પરિસ્થિતિમાંથી પ્રસંગોના તાર કાઢીને સર્જકે નવલકથાનું જાળું ગુંથ્યું છે.

અહીં આ પરિસ્થિતિ ડુંગરે તો સ્વીકારી લીધેલી છે પરંતુ દરિયા તો નોખી માટીમાંથી ઘડાયેલી નારી છે. તે અન્યાયની સામે વાવાઝોડાની જેમ ફુંકાય છે. એની વાણી અને વર્તનમાં અન્યાયનો પ્રતિકાર અભિવ્યક્ત થાય છે. ડુંગર અન્યાયી–નાગોડ મુખીની સામે રુએ રુએ ઠરી ગયેલો માનવી પરંતુ દરિયા વિવિધ પ્રકારના વાક્પ્રહારોથી પાનો ચઢાવે છે – જેમ કે "તેમને કંઈ ભોનબોંન સે કે નહીં ? ચ્યોં હુધી આમ બેહી રેશો ?... મફાના બાપુ તમ ઢીલાપોચા તો ખરા, નેંતર મગદૂર છે એમની કે આપડા ખેતરમાં કૂવો અને આપડા જ ખેતરાં તરસ્યાં રે !" (પૃ.2,3)

આથી ડુંગર શાહમૃગના જેવી નીતિ છોડીને અન્યાય સામે બાજ બની જાય છે, પોતાના સંગી ભીખાની મદદથી અને નિજની હિમ્મતથી મુખીની પરવા કર્યા વિના પાણી વાળે છે. અહીં સુધી આવેલા કથા

પ્રવાહમાં રોચકતા લાવવા માટે, વેગ લાવવા માટે સર્જક ડુંગર અને મુખીની તકરારના પ્રસંગનું નિરૂપણ કરે છે. જેમાં કહ્યાગરો ડુંગર વિરોધનો વંટોળ બનતો જોઈ ખુંધિયો મુખી રૂએ રૂએ દાજે છે અને એલ ફેલ બોલે છે. ત્યારે ડુંગર જીવતરમાં પ્રથમવાર મુખીને કૂવામાં લબડાવીને પોતાના પાણીનો પરચો બતાવે છે. અહીંથી નવલકથાનો કથાપ્રવાહ વેગ પકડે છે. પછી તો ડુંગર પોતાના માર્ગે આડે આવતા હર રોડાને હટાવવાનો મક્કમ નિર્ધાર કરે છે.

ધોળા દિવસે ડુંગરના ખેતરમાંથી ઘાસચારાના ચોરી કરતા વસ્તાના દીકરાને પકડીને ડુંગર આકરામાં આકરી સજા ફટકારે છે, ભાવિના ગર્ભમાં ડુંગરના કર્મની આ જ પ્રકારની ડુંગરને સજા મળવાની છે તેના બીજ સર્જકે આ પ્રસંગમાં જ રોપી દીધાં છે. બીજી તરફ મુખી, સાપ મરે પણ લાઠી ન તૂટે તેવી નીતિ અપનાવીને મુખી પોતાને થયેલા અપમાનનો બદલો લેવા વસ્તા સહિત નાગોડ ટોળકીને કાળી રાતે મોકલે છે તેમાં ભીખાની ગેરહાજરીની તકને પણ ઝડપી લેવામાં આવી છે. અહીં વસ્તો અને તેના માણસો ડુંગર, દરિયા અને મફા પર અમાનુષી અત્યાચાર ગુજારે છે. આથી ડુંગર માનસિક સંતુલન ગુમાવી બેસે છે. આ પ્રસંગમાં સર્જકની વર્ણનકલા પરાકાષ્ઠાએ પહોંચી છે. પતિને પાણી ચઢાવી, આફત વહોરતી દરિયા પોતાના ઘર કુટુંબ અને ખેતીની બાજી સંભાળે છે, દરિયા ધીરજ અને કુનેહપૂર્વક કામ લે છે. મુખીની ચંડાળ ટોળકી સામે મેદાને પડે છે. અને કંકાસિયા કૂવાનો હિંમતપૂર્વક અંત આણે છે. દરિયાના આ મહાયજ્ઞમાં તેના કાકાજી સસરા દાજી, મંદિરના પૂજારી અને પતિ ડુંગરનો મિત્ર ભીખો તથા તેની પત્ની કાશીનો સાથ અને જરૂર મળે છે પરંતુ દરિયાની કુનેહ, એની હિમ્મત અને વ્યવહારસૂઝ તથા દુરંદેશી ધીરજ – આ બધુ એક ગ્રામીણ સ્ત્રી જે રીતે દાખવે છે એ નવલકથાનું મુખ્ય આકર્ષણ છે.

પાત્રાલેખનની દ્રષ્ટિએ સર્જક અહીં ઘણા સભાન જણાય છે. નવલકથાના તમામ પાત્રો માનવ સહજ ક્રિયાઓ કરતા જણાય છે, પરિસ્થિતિને વશ ન થતાં તેનો સામનો કરે છે પરંતુ તેમાં પણ સર્જકે કોઈ પાત્રને દેવત્વ અર્પવાનો વ્યર્થ પ્રયત્ન નથી કર્યો, તમામ પાત્રોને આપમેળે વિકસાવવાનો અવકાશ પૂરો પાડ્યો છે. મૂળે આ નવલકથા નાયિકાકેન્દ્રી છે. દરિયા તેની નાયિકા છે. અને તેના સંઘર્ષની આસપાસ નવલકથાની ઘટનાઓના તાણાવાણા ગુંથાયા છે. "અગાઉ મળેલી ગુજરાતી ગ્રામીણ નાયિકા રાજુ કે ચંદાથી ('માનવીની ભવાઈ') ('જનમ ટીપ') એ ભિન્ન છે. રાજુને કાળુની, તો ચંદાને ભીમાની ઓથ છે જ્યારે દરિયાને એકલ પંડે લડવાનું આવ્યું છે. ભીખો કે દાજી છે પણ આમનેય દોરનારી દરિયા છે."૩ તે ખુંધિયા મુખીનો અત્યાચાર સહન કરવામાં માનતી નથી પણ તેની સામે વિદ્રોહનો બ્યુગલ ફૂંકે છે. અન્યાય સહન કરવાના હેવાયા થઈ ગયેલા પોતાના પતિને ઉશ્કેરી જાણે છે અકળાયેલો ડુંગર જ્યારે ઢોરોને મારે છે, મફાને છાછિયું કરે છે ત્યારે દરિયા એને પાણી ચઢાવે છે. "મૂંગા ઢોરને માર્યા કરતાં પોંણી હોય તો બાઝોને એલ્યા ખૂંદિયા હોમે. પાંચ્છેર દૂધ ઢળી ગયું એમાં જેને આટલું ચચરતું હોય એનાથી આંખ આગળ રોકાઈ જતા બપૈયા જોઈને બર્યું ખાવુંય ચ્યમ ભાવે ? બઉ જોર હોય તો મુખીનો કોસ બંધ કરાઈ અને આપડો જોડો તાર ખરાં જોણું. આ બચારા ઢોરનો શું વાંક ?" (પૃ.૭) દરિયા પાસે કોઈપણ કાર્ય અને તેની પાછળ વિમર્શ કરવાની આગવી કોઠાસૂઝ છે. તે પોતાની વાતને તર્કવિતર્ક અને વ્યવસ્થિત રીતે રજૂ કરવાની ક્ષમતા ધરાવે છે. ખેતરમાં જ્યારે ડુંગર મુખીને કૂવામાં લબડાવે છે અને ત્યાર પછી પણ ડુંગર તો ચીઢાયેલો જ રહે છે પરંતુ દરિયા એ વખતે પોતાની વાત સ્પષ્ટ રીતે રજુ કરે છે કે "મુખી મોટા, કૂવો અમારા ખેતરમાં, અમારા બે ભાગ કૂવામાં અને ત્રીજો તમારો ચ્યમ ખરું ને !... જેવો કૂવામાં ત્રીજો ભાગ એમ તીજા ભાગનું ખરચેય તમારે આલવાનું લેખમાં ઠરાયું સે તોય..." (પૃ.35) આટલું કહીને બાજી સીધી ડુંગરાને સોંપીં દે છે મુખીને સમ્મત કરીને બાનમાં લેવાની આ યુક્તિ–પ્રયુક્તિ અને સ્પષ્ટ અભિગમ દાદ માંગી લે તેમ છે. પતિ સામે પણ પોતાનો વિચાર રજૂ કરવાની આ જ રીત મશીન બાબતે પણ સારી પેઠે સર્જકે કામે લગાડી છે. ડુંગર ભાઈલાલના કહેવાથી કૂવે મશીન બેસાડવાની વાત કરે છે ત્યારે દરિયા એકાએક ખાબકતી નથી. એ કહે છે કે, "એ તમારી વાત ખરી પણ આગળપાછળનો વચાર કરવો પડે.

વગર જોંણે– કર્યે ભોંણિયો લાઈ અનં બેહી જઈએ, પછ્ય જિંગી પાલવ્વો પડે. પણ એક કોમ કરો ; જાં મશીન ચાલતું હોય તાં જોઈ આવો, વેરાં ખોટી થઈ ધણીને પૂછીગાછીને બધું પાકે પાયે જોંણી લાવો. પછય પાવે એમ લાગે તો લાવવાનો નૈંણય પાકો કરો. મશીન લાવતા પહેલાં તમં એના જાણકાર તઈ જાઓ એક વાર. ચેવું સે મશીન ? ચેવું હેંડે સે ? ચ્યમનું પોંણી કાઢે સે ? ચેટલામાં આવે છે ?અનં ચેટલો ખરચ આવે સે ? ખરચનુય વિચારું પડે ને પાછુ આપડે. આ બધાં મશીનો તો પાછા હાથી બાંધ્યા જેવા એના ખરચાય ભારે. હુંય હમજુ સુ કે કોસેથી ખેતરાં પિવાડતાં તમને ઝાઝી આપદા પડે સે અનં તમને મશીનની લગની લાગી સે તો મેલો નં, ચ્યોં ના સે મારી ?" (પૃ.52.53)

દરિયાનાં આ વિધાનમાં તેનું ગણતર વધારે લેખે લાગ્યું છે. પતિને પ્રેમ અને તર્ક બંનેની મદદથી સમજાવવાની તેની રીત ધ્યાનાકર્ષક છે.

દરિયા પોતાના ગાંડા થયેલા પતિ ડુંગરની દવા માટે જ્યારે મશીન વેચવાની વાત આવે છે ત્યારે તે બોલે છે.

"નથ્ય વેચવાનું મશીન" જોઈએ તો ઢોરાં વેચીસ.

દરદાગીના કે વાસણકૂસણ વેચીસ ; પણ મસીન તો નં ઈ જ." (પૃ.134) આ વિધાનમાં દરિયાનો મશીનના સંદર્ભે પતિ ડુંગર પ્રત્યેનો પ્રેમ દર્શાવવામાં આવ્યો છે, અને આવા જ સમયે તે પરિસ્થિતિને પણ પડકાર ફેંકે છે કે "ભગતકાકા ! માંણહેય બેઠું થસે અનં મસીનેય બેઠું રે'સે. એમને પમઘાડ તમં દવાખોને લઈ જતા હોય તો કાલ લઈ જાવ, હવારે લઈ જાવ. દાજી, હપૂચા મૂંઝાયા વગર તમં એમને લઈ જાવ દવાખોંને. ઘરની કે ખેતરાંના મારી જવાપદારી." (પૃ.134)

દરિયા એ ગ્રામસમાજની સ્ત્રી હોવા છતાં તેના વિચારોમાં આધુનિક શહેરી નારીની છાંટ જોવા મળે છે, જ્યારે ડુંગરને સાજો કરવા બાબતે દાજી, ભગત અને કાશી સારંગપુર હનુમાનજીના દર્શને લઈ જવાની વાત કરે છે ત્યારે તે વિરોધ કરતા કહે છે કે "ઓંમાં મંદિર મા'ઘેવનું કોંમ નંઈ. આ હનેપાત કાશી, બાધા–આખડી, જંતરમંતર કે દોરા–માદરિયાં કર્યે ના મટે. માદરિયાં દવાનું કોંમ ના કરે કાશી." (પૃ.140)

સર્જકે દરિયાને વિશેષ રૂપે વિકસાવવા માટે દરિયાનો પોતાની જાત સાથેની સંવાદ મૂક્યો છે જેમાં દરિયાનો પાતાની જાત સાથેની પ્રશ્નોતરી છે અને એમાંથી દરિયાનો અંતરઆત્મા જે ઝંખે છે તે અંદરનો અવાજ દરિયા સાંભળે છે અને કંકાસિયા કૂવાને નાથવાનું કપરું કામ હાથમાં લે છે તે દરિયાનો આંતર સંવાદ નવલકથામાં ધ્યાનાર્હ અને વળાંક છે તે જુઓ.

દરિયા – "મન એ વાતે હગડગ સે કે રડું તો હું ઘઉંને રડું કે ભવને ? એક કોર મોટી તકરાર અનં એકકોર મોંદો ભરથાર, સું કરું ?"

અંદરનો અવાજ –પરથમ ભરથારને મટાડ પછ્ય તકરારને .... બંગડી અસે તો બાજરી ગમે ત્યાંથી પેદા થસે... દરિયા ધાર કે આ તકરાર હપૂચી મટે તો .... ?

દરિયા – 'તો તો કશા ડખા જ ન રે'ને ? લઢવાડ જ ના રે'

અંદરનો અવાજ – 'તે તારું એમ કે'વું સે કે કૂવો જ કંકાહનું મૂળ સે ?'

દરિયા– 'ના જરાય નઈ. આપડા કૂવામાં એમનો ભાગ પેહી ગ્યો સે એને લીધે એમની પજવણી સે.'

અંદરનો અવાજ– 'તો કાઢને કૂવામાંથી એમનો ભાગ !...' (પૃ.145)

અંદરનો અવાજ– 'કૂવામાં ભાગનો કંકાહ હોય તો મટાડી નોંખ. કાઢ જડામૂળ કંકાહનું.' (પૃ.147)

તેના આ આંતર સંવાદથી જ તેનું સંકુલ વ્યક્તિત્વ પ્રગટ થાય છે. આ પ્રકારના આંતર–સંવાદ પછી દરિયા કંકાસિયા કૂવાનું પાણી અગરાજ ગણીને એ પિયત કરતી નથી ત્યારે બધા એને ગાંડી ગણે છે, પરંતુ ભેંસો રાખીને એ ગણતરી કરી બતાવે છે ત્યારે દાજીની માફક ભાવક પણ અહોભાવ અનુભવી શકે છે. નવો કૂવો ખોદવાના એના નિર્ણયે એને ગાંડી ગણાવી તોય એ કહે છે કે "અમારે સૈચારો ગંડાપો વેઠવાનો છે! સ્વમાનની લડત માટેની સ્ત્રીહઠનું વિરલચિત્ર દરિયા નિમિત્તે આપણને પ્રાપ્ત થાય છે." 4 એ જ રીતે દરિયા જીવન જીવવાની નીતિ પણ સુપેઠે જાણે છે. જેવા સાથે તેવાની નીતિમાં તે વધારે માને છે, ને આથી જ તે નવો કૂવો ખોદવો અને કંકાસિયો કૂવો પૂરવો એવી ટેક લે છે અને એની પાછળ તેના જીવનનું આગવું ચિંતન પણ રહેલું છે. તે કાશીને ઉદ્દેશીને કહે છે કે, "વાત એકલા કૂવાની નથ્ય આ તો હાચ હાતર લડવાની વાત સે.... કાશી, જીવતરનો અરથ સેમાં સે એ તું જોણચ્છ ! જલ્મી, જીવી અને માર્યાની વચમાં તમે જે કંઈ કોમગીરી કરો એનાથી એના મૂલ નથ્ય થતાં પણ એ તમે શા હાતર કર્યું ? તમારી હાતર કર્યું ? કે હૌના હાતર કર્યું ? એની કદર થવાની." (પૃ.156) આવી ઉંચા ગજાની ફિલસુફી દરિયાએ સરળ શબ્દોમાં કહી છે.

ત્યારબાદ ભાગિયો કૂવો પૂરી ન શકાય તેવી દરખાસ્ત લઈને જ્યારે મુખી ત્રંબક શેઠનું ટોળું આ બાબતને લઈને ભગત અને દાજી સાથે ચર્ચા કરે છે ત્યારે દરિયા તેમાં ભાગ લે છે. ત્યારે શેઠ દરિયાને તતડાવતા કહે છે 'દરિયાઉ, આદમીની વાતોમાં તમ શા હાતર માથ્થાકૂટ કરો સો ? આવી ભોંજગડમાં તમને ગતાગમ ના પડે. તમ છાંના રો.' (પૃ.189) આ પિતૃસ્તાક પુરુષપ્રધાન અવાજ સામે દરિયા અવાજ ઉઠાવે છે., તે કોર્ટનો ફસલો શું હશે તે ગામમાં જ અગાઉ બનેલા પિતાંબર જોશીના પ્રસંગ કે જેમાં પિતાંબર જોશીના ખેતરમાં ડાભીનો આંબો હતો તે પિતાંબરે કપાવેલો એ ખેતરમાલિકનો જ હક્ક એવો ફેંસલો કોર્ટ આપેલો, એની યાદ અપાવી બધા વડિલોને દરિયા ચૂપ કરી દે છે. આ રીતે તે મુખી અને શેઠ જેવા ગામના આગેવાનોને ચૂપ કરી દે છે. ભગત પણ મનમાં વિતારે છે કે 'ભગવોંને એક રજપૂત અને અક વોંણિયો એમ બેને બનાઈ અનં પછ્ય એનું મન નંઈ મોન્યું અસે તાર બેને ભાંગીને અને આ દરિયાને બનાઈ હોવી જોઈએ. (પૃ.160)

આ પછી દરિયાનું ખરું સ્વરૂપ તો ભજન મંડળીના વાર્તાલાપ વખતે પ્રગટે છે. કૌરવોના અનેક પ્રહારોથી અભિમન્યુ ઘેરાય એમ ભજન મંડળીમાં દરિયાને ઘેરાવાનો વારો આવે છે. અનેક પ્રશ્નોના પ્રહારો છીંકણી આપ લેના વિરમ વખતે થાય છે.

'ચ્યમનું સે ડુંગરને ?'

'અલી તારા ભાયડાને દવા–બવા તો કરાય !'

'ચ્યોંથી કરાવે ? નવા કૂવાના તાયફામાંથી નવરી થાય તો કરાવે ને ?!'

'થોડા કૂકા ભેગા થયા એમાં કૂવા કરવા ને'હરી' (પૃ.204)

આવા તડતડતા તણખા જેવા વિધાનોની સામે દરિયાની જવાબ ભભૂકતી આગ જેવો છે, તે જુઓ.

"તમને બધાંને મારી ચ્યમ એટલી બધી લ્હાય બળે સે ! તમં કે'નારીઓ ચિચે મોઢે મને સલ્યા આલો સો ? ગોંડા ભાયડાને પાલવનારી હું બેઠી સું. એ તમને કંઈ ભારે પડવાનો નથ્ય તમં તમારા ઘણીને હાચવીનં બેહોનં અલીઓ ! 'નવા કૂવાનો તાયફો' કેનારીને મારે એટલું જ કે'વાનું, બોંન નવો કૂવો તો મારા મોંથાનો મૉડ સે." (અસ્તિત્વની લઈને સૌભાગ્ય ચિહ્ન માનવાની પ્રગતિશીલતા અહીં વાંચી શકાય છે.)5 એનાથી મારું મોથું શોભવાનું, હમજી ? મનો કૂવો પૂરો થશે અને એમાં પોંણીય થશે. (પૃ.205)

દરિયાનો આવો ભરપુર આત્મવિશ્વાસ અને ટેક જ તેની પાસે નવો કૂવો ખોદાવે છે અને કંકાસિયા કૂવાનું નામો નિશાન મિટાવી દે છે. દરિયાના આ પુરૂષાર્થ આગળ મુખીની નાલેશી ભરી હાર થાય છે. દરિયાના પાત્ર બાબતે અનેક વિવેચકોએ પોતાના મંતવ્યો રજુ કર્યા છે.

દરિયાના પાત્ર સંદર્ભે પારુલ રાઠોડ જણાવે છે કે "નિર્ધારિત લક્ષ્ય તરફ આગળ વધતી અને અંતે વિજયને વરતી દરિયા લોકત્તર નારી બની રહે છે. દરિયાના પાત્રને અસાધારણ કે લોકોત્તર બનાવવા જતાં નવલકથાકાર દરિયામાં લગભગ બધા જ ગુણોનું આરોપણ કરે છે. એને કારણે સર્વગુણ સંપન્ન બની જતી દરિયા માનવીય રહેતી નથી." 6 આમ કહેવા ઉપરાંત દરિયાની સરખામણી તેઓએ 'જનમટીપ' ની ચંદા સાથે કરી છે. અને ચંદાને ચઢીયાતી દર્શાવી છે. પરંતુ ડો.કે.એમ.મકવાણા આ સંદર્ભે નોંધે છે કે "અહીં ચડતા–ઉતરતાની માત્રાથી પા6ને મૂલવા કરતાં કથાની પરિસ્થિતિમાં એ પાત્ર કેટલું બંધબેસતું છે ને તેના ચરિત્ર વિકાસ ઘડતર બરાબર થયું છે કે કેમ એ જ પૂરતું છે."7

અંતે તો દરિયાની લોકોત્તરતાની બાબતને સાવ કિનારે મૂકવાની ભૂલ કર્યા વિના તપાસીએ તો પણ દરિયાનું પાત્ર વિરલ તરી આવે છે.

## સંદર્ભ સૂચિ


1. ભરત મહેતાઃ 'કૂવો' મેઘાણી પરંપરાનું સાતત્ય, વિ–વિદ્યાનગર ફેબ્રુઆરી 2008, અંક–2, પૃ.12.
2. એજન. પૃ.12
3. એજન. પૃ.13
4. એજન. પૃ.13
5. એજન. પૃ.14
6. પારુલ રાઠોડ, 'પરબ', 'એપ્રિલ– 1998, પૃ.42'
7. ડો.કે.એમ.મકવાણા, 'ગ્રામજીવનની સાઠોકરી ગુજરાતી નવલકથા' (પૃ.134)


---


**અભિષેક દરજી, ગાંધીનગર**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

Special issue on
Portrayal of Women in Social and Literary World

## A Quest of Feminine Identity in Bharati Mukherjee's Novels - Prof. Rajesh R. Ladva

---

With the coming of 19th century, a revolution of all sorts took place concerning feminism. Since long, rather to say ages, it is assumed that 'male' is the 'first', the referential point of human life, to whom, woman's function is the 'second' or 'the other'. Such an indifference denotes a man's hierarchical superiority over woman. Some woman novelists conscious about women, like Margaret Atwood, Anita Desai, Kamala Markandya, Shashi Despande, Shobha De, Bharathi Mukherjee, Kundanika Kapadia, Arundhati Roy etc. are working on the cultural set-backs that determines the woman's life. Their works, analyzed much on woman's alternative identities as wife, mother, daughter, beloved, nurse and what not.

The earlier works by Indian women authors project the traditional image of woman with the thrust of her sense of frustration and alienation. The characters they created, like force of tradition and modernity. Their crisis of value adaptation and attachment with family and home pulled them asunder. The plight of the working woman was still worse, aggravated by her problems of marital adjustment and quest for assertion of her identity. The predicament of new Indian woman has been taken up for fuller treatment by many authors. These authors have generally concentrated on the plights and problems of educated women mostly with an urban base while many others have portrayed the challenges faced by the educated 'socialite' woman.

The post-independence women writers living in a society where the independence had also inspired women who had decided to throw away their veil, which had covered all their mental abilities and accomplishments. They had decided to move out of the four walls and go into the world with a new confidence and determination. However, they had to face a lot of hurdles, created not only by men but also by other women. There were a lot of actions and reactions. The women writers of this period have captured this situation in their works. This theme of feminism finds expression in so many fictions of post-independence women writers who have given voice to women's feelings and problems in their fictions. They have expressed the feelings of women and their struggle for existence in society.

Born and brought up in wealthy Hindu Brahmin family, Bharati Mukharjee, a voice of diaspora in North America is an established novelist of the post-modern era in the real of Indo- anglian fiction. She was born on July 27, 1940 to her parents Sudhir Lal and Bina Mukherjee in Calcutta, India. In 1947 she moved to Britain with her family at the age of eight and lived there for about three and a half years. She is a born writer as she had written numerous short stories by the age of ten. She got her B. A. degree from the University of Calcutta in 1959 and M. A. in English and from M. S. University, Baroda

(Gujarat). She had been awarded a scholarship from the University of Iowa, America and her Ph. D. in English and Comparative Literature in 1969. While studying at the University of Iowa, she came into contact with Clark Blaise, a Canadian student from Harvard. The two writers met and they got married in 1963. In 1966, she followed her husband to his ancestral home of Canada, where they lived till 1980. She along with her family moved to the US in 1981. She became a naturalized US citizen in 1988.

Bharati Mukherjee was awarded the "Prestigious Shastri Indo Canadian Institute Grant" during the year 1976-77. She was a recipient of "Guggenhein Foundation Award" in 1978-79 and "Canadian Government Award in 1982." She also won the first prize from "Periodical Distrution Association in 1980" for her short story "Isolated Incidents". Mukherjee has also been honoured with the "National Book Critics Circle Award" for her short stories collection. "The Middleman and Other Stories in 1989". Her creative novels are: The Tiger's Daughter (1972), Wife (1975), Jasmine (1989), The Holder of the world (1993), Leave It to me (1997) The Desirable Daughters (2002), The Tree Bride (2004) and two collections of short stories: Darkness (1985) and The Middleman and Other Stories (1988)".

Mukherjee's The Tiger's Daughter (1971) is story about a young girl named Tara. She, the protagonist, was packed off by her father at early age of fifteen at America. She defended her family and her country vehemently. She prayed to kali for strength, so that she would not break down, before the Americans. Tara's husband David was painfully Western, she was dutifully devious in her marriage. She felt completely insecure in an alien atmosphere. After a gap of seven years Tara planned a trip to India, for years she had dreamed of this return. She believed that all hesitations and shadowy fears of the time abroad would be erased quite magically if she could return home to Calcutta. Mukherjee leads her heroine through a series of adventures and dis-adventures to a final self-realisation and reconciliation. Tara's homesick eyes noticed may changes in the city of Calcutta. She was outraged, and could not respond to these changes. She feels loneliness in her own native land. She expected that her return to India would remove her displeasure of staying abroad. It seems that the alien land has become more of a home to her. She repents to have come to India. The Indian dream is shattered but the writer leads the heroine to a final reconciliation. In this way Tara's journey to India proves as a quest for self identity and quest for immigrant psyche which proves frustrating slowly leading to her illusion, alienation, depression and finally her tragic end.

In Wife (1975), Mukherjee writes about a woman named Dimple who has been suppressed by men, is desirous to be the idyllic Bengali wife, but out of foreboding fear and delicate volatility, she assassinates her husband and ultimately commits suicide. Bharati Mukherjee's characterization of Dimple lends a divergent and an intricate perspective to the theme of immigration and subsequent alienation. Dimple is a middle–class married woman who wishes to migrate and finally migrates from Calcutta to New York with a hope that Marriage would bring her freedom, cocktail parties on carpeted lawns, and fund- raising dinners for noble charities. Marriage would bring her love.

At last her father Mr. Das Gupta married her with Amit Basu. She doesn't like Amit's mother and sister also. Her mother-in-law dislikes her name 'Dimple' and wants to call her 'Nandini'. Dimple has always lived in a fantastic world, a world which is created by herself. But when she confronts the hard realities of life the feathers of her imagination are clipped. Amit was not the man she has imagined for her husband. Pregnancy is a boon

for Indian women, but Dimple is singular in that She thought of ways to get rid off. So, she decides to terminate her pregnancy. Dimple in wife, is symbolized the predicament of a voice without articulation and without a vision.

Mukherjee's The Jasmine (1989) can be read as a feminist novel where the protagonist rebels not only against age-old superstitions and traditions, but also effects a proper balance between tradition and modernity. The novel is a celebration of the strength of a woman, not her weakness. The novelist has articulated the many-sided pathos and rebellion of contemporary Indian Woman, not only in India but also in New World. The present novel is a story of a young Hindu woman who leaves India for the US after her husband's murder, the unity between the First and Third worlds is shown to be in the treatment of women as subordinate in both countries. We see the conflict between duty and desire inherent in Jasmine. Desire is the root of American fairy lands, desire for riches, desire for fame etc. Duty suppresses the desire. Jasmine, the Punjabi woman, debates if to act according to desire or duty. The Indian consciousness, embodied by her grandmother Dida, supports duty while the Western consciousness embodied by employers Taylor and Wylie encourages desire. She voluntarily undergoes transformation of the self from Jyoti to Jane to Jasmine. It is not the uncertainties of the new continent that challenge her but the uncertainties of her life in an unknown terra ferma. Mukherjee also shows her woman protagonist repudiating centuries – old ugly Indian tradition of checking the boy's horoscope. The second archetypal image that Mukherjee uses to bring out the protagonist's feminist trait is that of Kali, the Goddess of Destruction. But since in Hindu mythology Kali is an incarnation of Durga, the Godess of Strength, the image here is more relevant to the strength of a woman like Jasmine who has embarked on a perilous journey to a new world of fulfill her husband's dream.

The Holder of The World (1993), a feminist novel, is a story about the trauma of dislocation and joy of transformation arising out of the union of two cultures. It is a story of Hannah Easton, an abandoned child, came to India in the 17th century and imbided herself in its culture. She is an embodiment of courage, imagination and assertiveness which is part and parcel of the American spirit. A woman is a woman whether Indian or American, it is mental make up that counts. She travels to India and gets involved with a few Indian lovers. All through the narrative the novelist concentrates on the immigrant women and their efforts to gain freedom as individuals. The novel gains a broader perspective as the women characters are utilized now to explore the affinity between different cultures. Hannah's journey to the East fraught with images of adventure, action and passion projects a sort of escape from the rigid claustrophobic Puritan world. She agrees to marry Gabriel Legge because she visualizes liberation from a constrictive society. After the death of Gabriel, she comes across Raja Jadav Singh resulting in a rather passionate relationship. She relishes her new identity as Bibi. Like Jasmine, we find a strong element of adaptability in her character.

Leave It to Me (1997) carries on with the theme of immigration thus completing the trilogy begun with Jasmine followed by The Holder of the World. Debby DiMartino, a Eurasian orphan, the protagonist of the novel, is a young sociopath seeking revenge on her American mother and Eurasian father who abandoned. She was adopted by a New York family but remains ungrateful to her surrogate parents and at the age of 23 embarks on a revengeful search for her biological parents. The narrative is the conflict between the Eastern and the Western worlds as well as the mother-daughter relationship. Debby or Devi according to Mukherjee is tough and vulnerable. Devi Dee-presumed missing or dead is saved by nuns and shipped abroad to America, where she is raised as the adopted child of the Di Martino family. Twenty-three years later having graduated from Sunny,

Albany, she sets out to seek her bio-mom California. This novel makes the predicament of the protagonist crystal-clear, Mukherjee deals with the reality of "Time-Travel". In the present novel, Mukherjee reverts to her earlier obsession with an exile's agony.

The Desirable Daughters (2003), scattered over twelve decades, follows the diverging paths taken by three Calcutta-born sisters as they come of age in a changing world. Tara, Padma and Parvati were born into a wealthy Brahmin family presided over by their father and their traditionalist mother. Intelligent and artistic, the girls are nevertheless constrained by a society with little regard for women. Their subsequent rebellion will lead them in different directions to different continents and through different circumstances that strain yet ultimately strengthen their relationship. The present novel that is both the portrait of a traditional Indian Brahmin family and a contemporary American story of a woman who is in many ways broken with tradition but still remains tied to her native country. The novel is about three Bengali sisters who grew up in Calcutta and eventually end up in three different corners of the globe leading three different lifestyles. One lives a comfortable life in a posh residential locality in Mumbai. Another of the sister ends up New Jersey among the elite class of migrant Indians. The third ends up in the West in California Leading a more pedestrian life after getting a divorce from her business tycoon husband. It's an interesting tale about how life puts us in different circumstances. The novelist demonstrates the positive gigantic energy of her women characters.

The Tree Bride (2004) once again embarks on an in-depth exploration of the life of Tara Lata Gangooly, an East Bengali ancestor who according to legend, married a tree at the age of five after the tragic death of her bridegroom. In the years that ensued Tara developed tree like characteristics herself. For instance, she was rooted in her father's house. She was a silent like a tree. She learned how to commune with trees for the next sixty years of her life. Later on, Tara become involved with the Indian freedom movement. All of a sudden there is a threat to her life. Since she cannot understand the reason she searches her roots and suspects the mystery has a link to some complication of her family history. The novelist propels Tara to go into re-examination of her life. Each time she concludes that she cannot segregate herself from her roots, i.e. her essentially Indian upbringing. Through the life story of Tara, Mukherjee creates a palpable and personal history of British colonial rule in India.

Mukherjee's works focus on the phenomenon of migration, living far away from their native and being discriminated on grounds of race, colour or creed and the feeling of alienation often experienced by expatriates as well as on Indian women and their struggle. Her own struggle with identity first as an exile from India, then an Indian expatriate in Canada, and finally as an immigrant in the US has led to her current contentment of being an immigrant in a country of immigrants. Therefore, her writings largely reflect her personal experiences in crossing cultural boundaries. Her novels chart the dramas of entrance into a new land, adapting to a new way of life, in personal, social and historical terms. On personal level, this adjustment acquires a magnitude that can only be understood in terms of cultural heritage and personal history. Major adjustments have to be made in the philosophy of life itself, which governs the protagonists' considered behavior as well as the response to the most trivial situations. Though Mukherjee's protagonists are keen to leave India due to various motivations and impulses, yet they find that the act of changing one's country is not as simple as they imagined. Even changing a house in one's own city requires major adjustments. These cross-cultural concerns are projected in her creative writing.

The protagonists of Mukherjee's novels are neither typically Indian nor exotically Westernized. To them America is merely a land of opportunities, a place with financial gains, independence and freedom of movement. Whatsoever is there, the fact does not take away the diasporic experiences in any way. This process is traumatic and remains forever incomplete. The key ingredient in this process is the search for a voice remains mostly incomprehensive even to the protagonists. Mukherjee's depiction of women and their different relationships portrays the dominance of patriarchal practices in traditional society, as well as the forms of liberation and empowerment which are available to women in their diasporic situation. Her female characters are real, modern lifelike. They are typical representatives of young woman particularly of The Third World countries who cherish the dream of emigrating to America for higher education and higher wages, and then after arrival there, aspire to settle there permanently. Their situations and the difficulties they face are also realistically portrayed.

**SELECT BIBLIOGRAPHY**

**Primary Sources:**


1. Mukharjee, Bharati. The Tiger's Daughter, Houghton, 1972.
2. _____________. Wife, Houghton, 1975.
3. _____________. Jasmine, Grove, 1989.
4. _____________. The Holder of the World, Knopf: New York City, 1993.
5. _____________. Leave It to Me, A.A. Knopf: New York City, 1997.
6. _____________. The Desirable Daughters, Hyperion, New City, 2003.
7. _____________. The Tree Bride, Hyperion, New City, 2004.


**Secondary Sources:**


1. Bhat, Yashoda (ed.)- The Image of Woman in Indian Literature. New Delhi: B.R Publishing Corporation, 1993
2. Dass, Veena Noble. Feminism and Literature. New Delhi: Prestige Books, 1995.
3. Myles, Anita. Feminism and the Post-Modern Indian Women Novelists in English. New Delhi, Sarup & Sons, 2006.
4. Nityanandam, Indira. Three Great Indian Women Novelists. New Delhi: Creative Books, 2000.
5. R. K. Dhawan (editor). The Fiction of Bharati Mukherjee: A Critical Symposium. New Delhi: Prestige. 1996.
6. Tandon Sushma. Bharati Mukherjee's Fiction: A Perspective. New Delhi: Sarup & Sons. 2004.



**Prof. Rajesh R. Ladva, Gardi Arts & Commerce College, Maliya-Hatina, Dist: Junagadh, Gujarat, Pin: 362245**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

Special issue on
Portrayal of Women in Social and Literary World

# Women Enlightenment: in Action and Works of Sister Nivedita - Jagdish Anerao

Sister Nivedita, a Scot-Irish disciple of Swami Vivekananda, social worker, author, teacher, was born as Margaret Elizabeth Noble in 1867 in Ireland. She met Swami Vivekananda in 1895 in London and came down to Kolkata in 1898. Swami Vivekananda gave her the name Nivedita when he initiated her into the vow of Brahmacharya on 25 March 1898. It was her 'rebirth' as she often said, and to make her new name meaningful, she devoted whole of her life in the service of humanity in general and upliftment of women in particular. She rendered her painstaking services by extensive and practical social work and by the ocean of the creative writings that inspired the intellectuals globally.

I have chosen this topic mainly on three counts. First, currently, India is celebrating the birth centenary of Swami Vivekananda, Sister Nivedita's mentor. Secondly, last year was the year of death centenary of Sister Nivedita herself; it may be recalled that she breathed her last in 1911.

The third and main reason is to draw the attention of the faculty of English to the most regrettable fact that we have paid little attention towards the ocean of her writings which are largely marked by her incessant endeavors for the enlightenment and upliftment of women.

Most of her works, which include collection of essays, short stories and memoirs, abound in her deep concern for the upliftment and empowerment of women and yet we, the Indians hardly take note of her services; both social and literary. I therefore find it necessary to furnish a select list of her major works; many of which were published by the British and American publishers.

- The Web of Indian Life. W. Heinemann. 1904.
- Cradle Tales of Hinduism. Longmans. 1907.
- Hints on National Education in India.
- Glimpses of Famine and Flood in East Bengal—1906.
- Kali the Mother. Swan Sonnenschein & Co., 1900.
- An Indian study of love and death. Longmans, Green & Co., 1908.
- The Master as I Saw Him
- Select essays of Sister Nivedita. Ganesh & Co., 1911.
- Studies from an Eastern Home. 1913.
- Myths of Hindus and Buddhists. London: George G. Harrap & Co., 1913.

- Footfalls of Indian history. Longmans, Green & Co., 1915.
- Religion and Dharma. Longmans, Green, and Co., 1915.
- Civic & National Ideals... Udbodhan Office. 1929.

Very few of would be aware of the fact that Sister Nivedita also inspired youths as the editor of Karma Yogin, the nationalist newspaper founded by Sri Aurobindo.

Based on the bulk of her works and actions that speak amply for what an enlightened woman is all about, I contend that she was for the women's enlightenment rather than feminism.

Before I may talk about Sister Nivedita's deep concern for the women's upliftment in her works, I would like to show how and why all her actions and works are marked by her compassionate treatment of the women folk.

A true missionary of the newly established Ramakrishna Mission, she had dedicated her whole life for the cause of humanity, more specifically for the upliftment of the down-trodden woman. Apart from being the first ever true woman missionary in India, Sister Nivedita was a prolific writer and mesmerizing orator who extensively toured India to deliver lectures, especially on social awareness and India's culture. She appealed to the Indian youth to work selflessly for the cause of the motherland and humanity along the ideals of Swami Vivekananda. In all her works, she has reflected her deepest concerns for the pathetic conditions of the mankind, particularly women, in the 1890s. She showed the way out not by precepts but practice.

A great humanitarian, Sister Nivedita intensively took part in the scores of altruistic activities for the upliftment of women, until she breathed her last in 1911. For the enlightenment of the women, she worked hard for the promotion of the social services, arts, spirituality, Indian history, culture and science among the women and took extreme pains to improve the lives of the Indian women, irrespective of class or creed. To this end, she started a school for exclusively for girls and women who were deprived of even basic education in Kolkata in November 1898. She went from home to home in educate girls, many of whom were in pitiable conditions. Nivedita had widows and adult women among her students. She taught sewing, elementary rules of hygiene, nursing etc., apart from regular courses.

During the outbreak of plague epidemic in Kolkata in 1899, Nivedita nursed and took care of thousands of the patients, cleaned rubbish from the streets. To train the women folk about the preventive measures, she also personally distributed the written instructions by moving around the most affected areas.

Many intellectuals, artists and scientists in Kolkata, including the Nobel laureate Rabindranath Tagore, Sir Jagdish Chandra Bose, Abala Bose, Annie Besant, Sri Aurobindo and Abanindranath Tagore were impressed by Sister Nivedita's efforts for the women's enlightenment. Nivedita inculcated the nationalist spirit and humanitarian values among her students through all their daily activities. She introduced singing of the song Vande Màtaram in her school as a prayer.

All her activities encircled almost all fields of human life; culture, arts, education, science, spirituality, literature and scores of others. Because of her intense participation in all these fields of humanity, it was obvious that her actions and experiences were translated into her creative writings. I would now like to show how she projected her concern for the enlightenment of women in her books.

with the relics of this most regrettable custom' would be a success. (3) A resolution supporting Mr. Jayakar's bill was passed. (4) From this time on, the campaign to eradicate untouchability gained momentum.

In 1931, the Madras Constituency passed a resolution sympathising with the demand of the backward classes to secure entry into temples, and R. K. Sanmukhan Chetty proposed a bill to remove the disabilities of untouchables. Both were heartily supported. A double action plan was decided upon to educate public opinion on this issue and to get the help of cental and provincial governments to secure for them citizens' rights. (5) The years 1932 and 1933 saw radical suggestions from the Conference to do away with untouchability. The caste system was identified as being the root cause of evil and a call was given for its eradication, as set out by Mahatma Ganthi. (6) In 1933, specific areas of effort were identified. The AIWC desided to fight for the entry of the untouchables into temples, their use of roads and wells, equal opportunies for admission to schools and public institutions. This was taken up with greater zeal in the south. Both the legislators as well as social workers were involved. (7)

The problem of untouchability was also discussed at great length at the Madras session in 1932 when the resolution on the subject was brought up by Vinodini Neelkanth. The members felt that the caste system was man made and due to the resultant problems, many untouchables had converted to other religious deplething the population of Hindus. There was no improvement of their lot either mentally, physically or socially. (8)

In July, 1939, the Meenakshi Sundareswarar temple at Madurai was opened to Harijans. Soon after, temples in Tanjor, Kuttalam and other places were also opened as a result of an intensive campaign conducted by the Harijan Sevak Sangh.Rameswari Nehru member-in-charge Harijan welfare, toured Tamil Nadu and held numerous meeting where thousands of upper caste persons gave support to the cause of the right to temple entry. These temples were opened with the full support of the people, but without the pressure of any law. Later the Temple Entry Act was passed by the Madras government. An ordinance was issued by the governor safeguarding individuals from prosecution.

The AIWC was busy: night schools for Harijans were opened, quarters were arranged, uniforms and clothing were provided for people in municipal employment. Government increased grants for education and many boys took advantage of this. (9) The Calcutta branch was running a Harijan Bal Mandir where free medical check-up was provided.

Rameshwari Nehru was one of the silent workers of the Conference from its second year. She made the cause of Harijans her own and travelled all over India and convinced many by her sincerity and by the justice of the cause she had undertaken. (10)

Members were urged to:

a) keep atleast one Harijan domestic for work other than for sweeping and cleaning toilets,
b) invite Harijan for social and religious function and to adopt one Harijan family,
c) regulary visit Harijan bastis in town and villeges and approch government and local bodies to redress the grievances of Harijan by carrying on vigorous propganda,
d) direct efforts towards reducing to the minimum the human agency for sanitation work;
e) discourage the provision of separate quarters for Harijans.
f) organise talks and lectures to halp Harijans to get rid of their inferiority complex;
g) give halp to educate Harijans;
h) make efforts so that all schools, hospitals, hotels, wells, temples and other such public places were opened for them. (11)

Already in Mysore, Harijans were being admitted to schools and colleges. In Cochin, per cent of Harijan women were literate. An official designated the protector of Harijans was appointed and they were were called the privileged class. The same was true of Travancore. (12)

However, the pace of Harijan welfare was not satisfactory and as member-in-charge Meheraben Jhabwala said, unless the barriers between Harijans and other communities were removed, no progress was possible. (13)

**Conclusion: -**

The All India Women's Conference complited eighty-five years in 2012. This article focuses on the effort of the AIWC in field of social work, especially Dalit upliftment. The Conference played a notable part to remove untouchability.

Gandhiji told the standing committee members of the All India Women's Conference in 1935, "the All India Women's Conference to be true to its name, has to descend to the villages. What is needed is a personal touch with the village women. Even when, if ever, it is establised, the task will not easy. But some day or other the beginning has to be made in that direction before any result can be hoped for. Will the AIWC make common cause with them?

Today, the AIWC has over 1,00,000 members in more than 500 branches throughout the country.

**Foot Notes: -**

(1) Leela Kasturi & Vina Mazumdar (edi.), Women and Indian Nationalism, Vikas Publication House Pvt Ltd., New Delhi, First edition, 1994, p-p 75–78' 94–109

(2) Forbs Ggeraldin, Votes for women, in Vina Mazumdar, (ed.) Symbols of Power, Allied Publishers, Bombay, 1979, p- 54

(3) AIWC Annual Report 1930, P-18

(4) Ibid, p-41

(5) AIWC Annual Report 1931 p.p- 42,69–70

(6) AIWC Annual Report 1932, p.p -71–74, 1933, p-20

(7) AIWC Annual Report 1933, p.p-60–65

(8) AIWC Annual Report 1933, p.p-71–74

(9) AIWC Annual Report 1941, p.p-5

(10) AIWC Annual Report 1941–42, p.p-83–84

(11) Ibid-p-87

(12) AIWC Annual Report 1946 p-42

(13) AIWC Annual Report 1947, p-27

---

**Dr. Manisha Parmar (G.E.S.), Asst.Professor, History Dept. Gujarat Arts & Science College. Ahmedabad.**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

Special issue on
Portrayal of Women in Social and Literary World

# નારી જાગ્રુતિની પરમ્પરાગત સમાજ પર થયેલ અસરો – સંગીતા શાસ્ત્રી

**સારાંશ...**

પૌરાણિક સમયથી જ ભારતમાં સ્ત્રીનું સ્થાન આગવું રહ્યું છે. છતાં આજ સમાજમાં તેનું સદીઓ સુધી દમન થતું આવ્યું છે.

ભારતના સ્વાતંત્ર્ય બાદ ભારતીય સ્ત્રીયો પણ માનસિક, વ્યવસાયિક અને વૈચારિક રીતે વધુ સજાગ બની છે. કુટુંબમાં, સમાજમાં અને અનેક ક્ષેત્રોમાં સ્ત્રીનો દરજ્જો વધુ ઉંચો આવેલો નોધી શકાય છે.

આજની ભારતીય સ્ત્રીયો પોતાના મત અનુસાર જીવનના નિર્ણયો લઈ શકે છે, પાતાની કારકિર્દી ઘડી શકે છે. કુટુંબની આર્થિક વ્યવસ્થા પણ નોકરી કે વ્યવસાય કરીને સંભાળી શકે છે. આમ તે સાચા અર્થમાં પુરુષ સમોવડી બની છે. ભારતીય સમાજના કેટલાક કુટુંબોમાં સ્ત્રી ગૃહિણીના દરજ્જા સાથે કૌટુંબિક જીવન જીવે છે. જયારે કેટલીક સ્ત્રીઓ વ્યવસાય કરીને પુરુષ સમોવડી હોવાની લાગણી અનુભવે છે તેમજ ઘર ની જવાબદારીમાં પોતાનો ફાળો આપે છે.

આધુનિક સમયમાં સ્ત્રીની આ બંને પ્રકારની ભૂમિકા હોવાના કારણે સ્ત્રીઓની ભૂમિકા અંગેના પરંપરાગત ખ્યાલ પર ઘણી જ અગત્યની અસર થયેલી છે અને સ્ત્રી સ્વાતંત્ર્યની ભાવનાનું પણ એમાં યોગદાન રહેલું છે પરિણામે નારી ની ભૂમિકા અંગે સ્ત્રી સ્વાતંત્ર્યની ભાવના અંગેના અભિગમમાં સ્ત્રીઓ માં પણ તફાવત જોવા મળે છે ક કેમ ? તે અંગે ગુજરાતની ૧૨૦ ગૃહિણી અને ૧૨૦ વ્યવસાયી મહિલાઓને નમુના તરીકે લઈ એક નાનો અભ્યાસ કરવામાં આવેલ જેમાં શ્રીએલ.આઈ .ભૂષણ ની "સ્ત્રી સામાજિક સ્વાતંત્ર્ય તુલા નો ઉપયોગ કરીને માહિતી એકત્ર કરવામાં આવી અને 'ટી' કસોટી દ્વારા ચકાસતા ૦.૦૧ કક્ષાએ તે સાર્થક પુરવાર થયેલ જોવા મળી.

એટલે કે ગૃહિણીઓ ની સરખામણી માં વ્યવસાયી મહિલાઓ વધુ પ્રમાણ માં સ્ત્રી સ્વાતંત્ર્ય નું વલણ ધરાવતી જોવા મળી હતી. એટલે કે પુરુષ પ્રધાન સમાજની અસર હેઠળ જીવનારી સ્ત્રીઓમાં સ્ત્રી સ્વાતંત્ર્યની ભાવના નું પ્રમાણ ઓછુ કે નહીવત હતું. પ્રસ્તાવના:

બીજા વિશ્વયુદ્ધના અંતે સમાજમાં ઉભી થયેલી પરિસ્થિતિના પરિણામે સ્ત્રીઓને ઘરની જવાબદારી પૂરી કરવા માટે ઘરની બહાર નીકળવું પડ્યું. ઘરનો પુરુષ સભ્ય ગુમાવવાથી કે તેના અપંગ થવાથી ઘરની આર્થિક જવાબદારી પણ તેના માથે આવી પડી. બહાર નીકળવાના લીધે તેના પહેરવેશ અને કેટલીક માનસીકતાઓમાં પણ ફરક આવ્યો. પરિણામે સ્ત્રી સ્વાતંત્ર્યનો પવન ફૂંકાયો. સમાજમાં યુવકો લગ્ન માટે ચાર ગૃહિણી ભુઈકા કરતા વ્યવસાયી મહિલાની ભૂમિકા ઈચ્છતી સ્ત્રીઓ ની પસંદગી કરવા લાગ્યા. પરિણામે આખા સમાજમાં ધરમૂળ થી પરિવર્તન આવવા લાગ્યું.

દરેક દેશોમાં આવો પરિવર્તનનો પવન ફૂંકાયો અને સાહિત્ય અને કળા ક્ષેત્રે પણ તેની અસર થઇ. ખુબ ઊંચા મુલ્યો સાથે સ્ત્રીનું શક્તિ તરીકે પૂજન કરતા ભારતીય સમાજમાં એટલું આત્યંતિક દમન પણ હતું ભારતના સ્વાતંત્ર્યની ચળવળ માં સ્ત્રીએ પુરુષ સાથે ખભે ખભા મીલાવીને કાર્ય કર્યું. તે પછીના ગાળામાં પણ સ્ત્રી સ્વતંત્રના ખયાલોમાં દ્રઢતા આવી. છતાં સ્ત્રી ની અત્યારની આ પરિવર્તિત ભૂમિકા માં પણ પુરુષ પ્રધાન સમાજ ની અસર સ્પષ્ટ પાને જોઈ શકાય છે. સુશીલા કૌશિક નો "Women in Society and Women's oppression" ના અભ્યાસમાં છેલ્લા એક દશકાથી સ્ત્રીઓના પ્રશ્નોએ લોકોનું ધ્યાન ખેચવા માંડ્યું છે. ભારતીય સમાજની કુટુંબ વ્યવસ્થામાં સ્ત્રીઓની ભૂમિકા અને દરજ્જો પહેલા કરતા વધુ મજબૂત બન્યો છે. ભારતના ઘણા કુટુંબોમાં સ્ત્રીઓ વ્યવસાય અથવા નોકરી કરી ઘરની આર્થિક વ્યવસ્થામાં પણ મદદરૂપ બને છે. જયારે કેટલાક કુટુંબમાં સ્ત્રીઓ માત્ર ગૃહિણીની ભૂમિકા ભજવે છે. આખરે તો આ પુરુષ પ્રધાન ભારતીય સમાજનો જ એક ભાગ છે. સ્ત્રી સ્વાતંત્ર્યના ખયાલો સ્વાભાવિક રીતે જ નોકરી કે વ્યવસાય કરતી સ્ત્રીઓ ને વધુ અસર કરે. કારણ કે તેણે બહાર વિજાતીય વ્યક્તિઓ સાથે વધુ કામ કરવાના પ્રસંગ આવે. જયારે ગૃહિણીઓ સ્ત્રીની પરંપરાગત ભૂમિકા ને વધુ વળગી રહે અને તેને સ્ત્રી સ્વાતંત્ર્યના ખયાલો ઓછા સ્પર્શે કારણકે તે પરંપરાગત ભૂમિકામાં મને છે.

કમલાદેવી ચટ્ટોપાધ્યાય પોતાના પુસ્તક "Women's battle for freedom (1983)" માં જણાવે છે કે ૧૯૭૫ માં શરૂ થયેલ સ્ત્રી સ્વાતંત્ર્યની લડત નું સ્વરૂપ, સિદ્ધિ અને મર્યાદાઓ જણાવી સમાજને જવાબદારી ગણે છે.

પ્રસ્તુત અભ્યાસનો હેતુ વ્યવસાયી સ્ત્રીઓ સ્ત્રી સ્વાતંત્ર્યનું કેવું વલણ ધરાવે છે અને ગૃહિણીઓ નારી સ્વાતંત્ર્યના ખ્યાલ સાથે કેટલી સહમત છે. તેનો કયાસ કાઢીને વ્યવસાયિક અને ગૃહિણીઓ વચ્ચે નારી સ્વાતંત્ર્ય અંગેના ખ્યાલો શું તફાવત છે. તે તપાસવાનો છે.

**હેતુ :** ગુજરાતની ગૃહિણી અને વ્યવસાયી મહિલાઓના સામાજિક નારી સ્વાતંત્ર્ય અંગેનો અભિગમ ચકાસવો.

**ઉત્કલ્પના:** (HO) ગુજરાતની ગૃહિણીઓ અને વ્યવસાયી મહિલાઓ વચ્ચે સામાજિક સ્ત્રી સ્વાતંત્ર્યના અભિગમમાં કોઈ જ તફાવત જોવા નહિ મળે.

**સાધન:** સામાજિક સ્ત્રી સ્વાતંત્ર્યની પ્રા.ભૂષણની તુલનાનો ઉપયોગ પ્રસ્તુત અભ્યાસ માટે કરવામાં આવ્યો.

પ્રા.ભૂષણ એ રચેલી સામાજિક સ્ત્રી સ્વાતંત્ર્ય તુલામાં સ્ત્રી સ્વાતંત્ર્યને લગતી ૨૪ વિધાનો છે. જેમાં પ્રયોજ્યે સહમત/અસહમત દર્શાવી પોતાનો મત દર્શાવવાનો હોય છે. આ કાર્ય ૧૦ મિનિટ જેટલા ઓછા સમયમાં કરી શકાય છે. આ કસોટીની અર્ધ કસોટી વિશ્વનીયતા ૦.૭૬ અને કસોટી પુનઃ કસોટી ૦.૭૯ છે. આ કસોટીની યથાર્થતા આઇઝેંકની Radicalism તુલા સાથે ૦.૪૪ જેટલી જોવા મળી.

**કાર્ય પદ્ધતિ:** આધુનિક ભારતીય પુરુષ પ્રધાન સમાજમાં સાહિત્ય અને વિવિધ માધ્યમોની અસર તળે પણ સ્ત્રી સ્વાતંત્ર્યની ઘણી ચર્ચાઓ થાય છે ત્યારે ગૃહિણીઓ અને વ્યવસાયી મહિલાઓ માં પણ આ અભિગમમાં માન્યતા ધરાવવા નું વલણ કેટલા અંશે જોવા મળે છે? અને તેમની ભૂમિકાઓની તેમના સ્ત્રી સ્વાતંત્ર્યના ખ્યાલ ઉપર કેટલા અંશે અસર પડે છે તે જાણવાના હેતુસર ગુજરાતના અલગ અલગ વિસ્તારમાંથી 120 ગૃહિણીઓ અને 120 વિભિન્ન વ્યવસાય સાથે મહિલાઓ ની પસંદગી કરવામાં આવી. જેમાં સાધન તરીકે પ્રો. ભૂષણની સામાજિક સ્ત્રી સ્વાતંત્ર્ય તુલા આપી અભ્યાસ કરવામાં આવ્યો જેમાં મહિલાઓ એ તુલના વિધાનો સાથે " સહમત" કે "અસહમત" દર્શાવવાનું હતું. તુલના ઉત્તરો માં તેમના

મનો વલણોનો ખ્યાલ ચકાસવાનો હતો માહિતી એકત્રીકરણ પછી પ્રાપ્તાન્કો ની ગણતરી કરી બંને જૂથો ના મધ્યક પ્રમાણિત વિચલન શોધી 't ' કસોટી દ્વારા વિશ્લેષણ કરી ને અર્થઘટન તારવવામાં આવ્યું.

**પરિણામ**

**કોષ્ટક**

| | X | SD | 't' |
|---|---|---|---|
| ગૃહિણી | 12.28 | 2.16 | 8.78 |
| વ્યવસાયી મહિલાઓ | 14.30 | 2.75 | |

પ્રસ્તુત સંશોધન અગાઉ જણાવ્યા પ્રમાણે આધુનિક નારી જયારે પુરુષ સમોવડી બનવા લાગે છે. ત્યારે ફક્ત તેઓના વ્યવસાયના જ કારણે તેમના અભિગમ બદલાય છે તે જાણવા માટે થયેલા આ અભ્યાસ માં બંને જૂથોમાંથી ગૃહિણીઓ ના પ્રાપ્તાંકોનો વિસ્તાર 9 થી 17 અને વ્યવસાયી મહિલાઓના પ્રાપ્તાંકોનો વિસ્તાર ૮ થી ૨૨ જોવા મળ્યો. જેનું આંકડાકીય પૃથક્કરણ, મધ્યક અને પ્રમાણિત વિચન દ્વારા ઉપર પ્રમાણે કર્યું.

ગૃહિણીના પ્રાપ્તાંકોનો મધ્યક ૧૨.૨૮ અને વ્યવસાયી મહિલાઓનો પ્રાપ્તાંકનો મધ્યક ૧૪.૩૦ જોવા મળ્યો. જે સ્પષ્ટપણે વ્યવસાયી મહિલાઓના નારી સ્વાતંત્ર્ય અંગેના ગૃહિણીઓની સરખામણીમાં વધુ વિધાયક વલણ ધરાવે છે. તેઓ ના પ્રમાણિત વિચલન પણ અનુક્રમે ૨.૧૬ અને ૨.૭૮ જોવા મળ્યા. જેને આધારે 't ' કસોટી કરતાં ૮.૭૮ 't ' મૂલ્ય જોવા મળ્યું.

જે ૦.૦૧ કક્ષાએ સાર્થક છે. એટલે કે ગૃહિણીઓ અને વ્યવસાયી મહિલાઓના સામાજિક સ્ત્રી સ્વાતંત્ર્યના અભિગમમાં નોધ પાત્ર તફાવત જોવા મળે છે. ઉપરોક્ત પરિણામો સ્પષ્ટપણે વ્યવસાયિક મહિલાઓનો સામાજિક સ્ત્રી સ્વાતંત્ર્યનો અભિગમ ગૃહિણીઓ કરતાં નોધ પાત્ર રીતે વધુ છે. તેમ દર્શાવે છે.

આમ આધુનિક સમાજમાં પણ સ્ત્રીઓ જયારે ઘરની ચાર દીવાલની બહાર નીકળી છે ત્યારે તેઓના અભિગમો પણ સામાન્ય ઘરરખ્ખું મહિલા કરતાં નોધ પાત્ર રીતે જુદા જોવા મળે છે. તેઓ ગૃહિણીઓ કરતાં વધારે સ્વતંત્રતા ઈચ્છતા હોય અથવા તો પોતાના સમાજ પાસેથી સ્ત્રીઓને વધારે સ્વતંત્રતામળે એવી અપેક્ષા સ્પષ્ટ રીતે જોઈ શકાય છે.

વ્યવસાયી મહિલાઓનો પણ પ્રાપ્તાંક નો વિસ્તાર ૮ થી ૨૨ જોવા મળે છે જે દર્શાવે છે કે આધુનિક હોવા છતાં પુરુષ પ્રધાન સમાજ માં સામાજીકરણ પામેલ હોવાથી સ્ત્રી સ્વાતંત્ર્યની બાબત માં તેઓની વિચાર શહેરની પણ પુરુષોના અધીપત્યની અસરવાળી જોવા મળી

જેથી કહી શકાય કે આધુનિક કેહવાતી નારીઓમાં પણ નારી સ્વાતંત્ર્યનો જુવાળ સંપૂર્ણ રીતે પ્રસર્યો નથી.

**નિષ્કર્ષ:** ગુજરાતની ગૃહિણીઓ અને વ્યવસાયી મહિલાઓ વચ્ચે સામાજિક સ્ત્રી સ્વાતંત્ર્યના અભિગમમાં નોધપાત્ર તફાવત જોવા મળે છે.

**મર્યાદા:** ફક્ત ગુજરાતના ખુબ જ નાના નિદર્શ ઉપર અભ્યાસ થયો છે

સમય ના અભાવે ઉમર વ્યવસાયિક ભિન્નતા વિસ્તાર ભિન્નતા, સામાજિક ભિન્નતા, કે સંસ્કૃતિક ભિન્નતા જેવા પરીવર્ત્યોનો સમાવેશ કરી શકાયો નથી . વિવિધ પરીવર્ત્યો સાથે રસપ્રદ પરિણામો પ્રાપ્ત થઇ શકે.

**સંદર્ભ :**


1. Dr.L. J Bhushan, Womens Social Freedom Scale (WSF Scale), Agra, N.C.P
2. Kaur Indrajeet, "Status of Women in India Allhabad "– 1983, Chugh Publication
3. Mehta Shushila, "Revolution and the status of Women in India" 1982, New Delhi, Metropolltion Publication Indian


---


**સંગીતા શાસ્ત્રી, ગુજરાત આર્ટ્સ એન્ડ સાયન્સ કોલેજ, ગુજરાત**

**SAHITYASETU**
**ISSN: 2249-2372**
**A Peer-Reviewed Literary e-journal**

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

**Special issue on**
**Portrayal of Women in Social and Literary World**

## સેકન્ડ સીટીઝન: પ્રો. જનક ગઢવી

ઈ.સ.ની ૨૧મી સદીના દ્વિતીય દસકમાં વિશ્વ પહોંચી ચૂક્યું છે. ઈ.સ.ની ૨૦મી સદી બે મહાયુદ્ધો ઠંડુ યુદ્ધ જેવી મહાન રાજકીય ચળવળોની સાથે વિજ્ઞાન અને ટેકનોલોજીના વિકાસ તથા સંસ્થાનવાદ અને સામ્રાજ્યવાદની નાગચૂડમાંથી બેઠા થયેલા અનેક રાષ્ટ્રોના ઉત્થાનની સાક્ષી બની હતી. સ્ત્રીઓ અને તેમની સમસ્યાઓ તથા સમાજમાં સ્ત્રીનો દરજ્જો તેને લઈને પણ ૧૯મી અને ૨૦મી સદીમાં વિશ્વભરમાં ખાસ્સી ચળવળો ચાલી. ૧૯મી સદીથી સ્ત્રીના સ્થાનમાં પરીવર્તન લાવવા મથતા આ આંદોલનને નારીવાદી આંદોલનની સંજ્ઞા મળી. વર્તમાન સમયમાં તેનો ચોથો તબકકો ચાલી રહયો છે. આ નારીવાદી ચળવળોએ પશ્ચિમ વિશ્વમાં નારીમુકિતને કાજે ખાસ્સુ કાર્ય કર્યું છે. શરુઆતમાં એન્ટી–સ્લેવરી આંદોલનથી શરુ થયેલ આ ચળવળ બીજો તબકકો આવતા સ્ત્રીઓના રાજકીય અધિકારો અને સ્ત્રીને સેકન્ડ સીટીઝનમાંથી ઈકવલ સીટીઝનશીપ તરફ જઈ રહયો છે. આગળ જતાં નારીને સંપત્તિનો અધિકાર પુરુષો જેટલી જ રોજગારીની તકોનો અધિકાર અને શિક્ષણના અધિકારની વાત આ આંદોલને સુપેરે કરી છે.

ઈ.સ.ની ૧૯મી અને ૨૦મી સદીમાં થયેલ સામાજિક–ધાર્મિક સુધારક ચળવળોએ પણ સ્ત્રીઓના સમાજપરિવર્તન અર્થે અનેક આંદોલનો ચલાવેલા. ૨૦મી સદીમાં ભારતમાં પૂર્વાર્ધમાં અને સ્વતંત્રતા બાદ દલિત આંદોલનો અને નારીવાદી આંદોલનો જોવા મળે છે. જોકે બંને આંદોલનોમાં ઘણો ફર્ક છે, તેમ કેટલીક સમાનતાઓ પણ છે.

ઈ.સ.૨૦૦૪ના યુનાઈટેડ નેશન્સના હયુમન ડેવલપમેન્ટ રિપોર્ટ પ્રમાણે સામાન્ય સ્ત્રીઓ પુરુષો કરતા વધારે કાર્ય કરે છે. ગ્રામીણ ક્ષેત્રોમાં કેટલાક ચૂંટેલા વિકસિત દેશોમાં પુરુષોની સરખામણીએ સ્ત્રી ૨૦% વધારે કાર્ય કરે છે. અથવા તો પુરુષોના કાર્યના ૧૨૦% જેટલું કાર્ય કરે છે અને પ્રતિદિવસ પુરુષો કરતાં ૧૦૨ મીનીટ વધુ કાર્ય કરે છે. વિકાસશીલ દેશોના સર્વેમાં યુનાઈટેડ નેશન્સનો રિપોર્ટ દર્શાવે છે કે પુરુષો કરતાં સ્ત્રીઓ ૫% વધારે કાર્ય કરે છે. અથવા તો પુરુષોના કાર્યના ૧૦૫% કાર્ય કરે છે. અને પ્રતિદિવસ પુરુષો કરતાં ૨૦ મીનીટ વધારે સમયનું યોગદાન આપે છે. કેનેડા, ડેન્માર્ક, હંગેરી, ઈઝરાયલ અને નેધરલેન્ડના સર્વેમાં યુનાઈટેડ નેશન્સ દર્શાવે છે કે સ્ત્રીઓ વિશ્વમાં ૬૬% જેટલું કાર્ય કરે છે, વિશ્વનું ૫૦% જેટલું ફૂડ ઉત્પાદન કરે છે. પરંતુ માત્ર તેમાંની ૧૦% આવક અને ૧% સંપત્તિ ધરાવે છે.

ઈ.સ. ૨૦૦૪ના ઉપરોકત આંતરરાષ્ટ્રીય રિપોર્ટને ઘ્યાને લઈએ તો નારીવાદની દશા અને દિશા બંને સમજાય છે. સાહિત્યમાંઅને સમાજમાં નારી એ વિશેના અનેક સેમિનાર્સ અને ચર્ચા સભાઓ થાય છે. પરંતુ હજુ પણ સ્ત્રીઓ જાણે કે સેકન્ડ સીટીઝન હોય તેમ જણાય છે. આ સમસ્યાનો શું ઉકેલ હોઈ શકે ? ૧૮મી સદીના ઉતરાર્ધમાં શરુ થયેલ પ્રબુદ્ધવાદ અને તેણે પ્રબોધેલ માનવ સમાનતાનો ખ્યાલ કે ૧૯મી સદીના મહાન સામાજિક–ધાર્મિક સુધારણા ચળવળો કે ૨૦મી સદીમાં વિજ્ઞાન અને


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 6, Continuous Issue 12, November - December 2012

ટેકનોલોજીનો વિકાસ. આ બધામાંથી નારીવાદ અને નારીવાદી આંદોલનો લગભગ પસાર થઈ ચૂકયા છે. આ બધાનો પ્રભાવ ચોકકસપણે સ્ત્રીના વિકાસમાં અને સમાજ પરિવર્તનક્ષેત્રે પડયો છે. ૨૦મી સદીએ નારીમુકિત આંદોલનમાં મોટી ભૂમિકા ભજવી છે. ઈ.સ. ૧૯૧૯માં શોધાયેલ સેનેટરી નેપકીનથી લઈ ૨૦મી સદીના ઉતરાર્ધમાં શોધાયેલ ગર્ભનિરોધક ગોળીઓ, ફ્રિઝ, માઈક્રોવેવ ઓવન, શહેરીકરણ, શિક્ષણ આ બધા વિકાસને પરિણામે સ્ત્રીઓની સ્થિતિ ઘણી સુધરી. સમાજની માનસિકતામાં પણ પરીવર્તન આવ્યું. વર્તમાન સમયમાં ૨૧મી સદીના ફેમીનીઝમની વાતો થવા લાગી છે. ત્યારે સ્ત્રીઓના અધિકારો પરત્વે સ્ત્રીઓએ જ સંગઠિત થવું પડશે. અનેક રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ સ્ત્રી સમાનતા માટે કામ કરે છે. પરંતુ જયાં સુધી સ્ત્રીને રાજકીય અધિકારો આપવામાં નહીં આવે તથા વ્યવસ્થિત રીતે કાયદાના પરીપ્રેક્ષ્યમાં સંપત્તિના અધિકારો આપવામાં નહીંઆવે તો સ્ત્રી સમાનતા પૂર્ણપણે સ્થપાશે નહિં.

મિશેલ બેકલેટ નામના મહિલા દક્ષિણ અમેરિકાના ચીલી રાષ્ટ્રના ઈ.સ.૨૦૦૬થી ઈ.સ.૨૦૧૦ દરમિયાન રાષ્ટ્રપ્રમુખ રહેલા. તેઓ યુનાઈટેડ નેશન્સના વુમન ડીપાર્ટમેન્ટના પ્રથમ જનરલ અને એકઝિકયુટીવ ડાયરેકટર રહી ચૂકયા છે. તેઓ લેટિન અમેરિકાના પ્રથમ મહિલા ડિફેન્સ મીનીસ્ટર પણ રહી ચૂકયા છે. થોડા સમય પૂર્વે જ તેઓ ભારત આવ્યા ત્યારે આ સંદર્ભે એમની સાથે ભારતીય પત્રકારો અને પ્રબુદ્ધ લોકોએ ચર્ચા વિચારણા કરી. તેઓ ભારતીય સંસદમાં મહિલા રીઝર્વેશન બીલ સંદર્ભે પણ બોલ્યા છે. એટલું જ નહિં જેન્ડર ડીસ્પરેટી વિશે પણ તેમણે વિચારો રજૂ કર્યા છે.

મિશેલ બેકલેટ સ્પષ્ટપણે એમ માને છે કે નિર્ણય લેનારી કોઈપણ સત્તા ધરાવતી સંસ્થામાં મહિલાઓનું પ્રતિનિધિત્વ ઓછામાં ઓછું ૩૦% હોવું જોઈએ. ૧૯૯૫માં બેઈજીંગ કોન્ફરન્સ પણ આ વાત તેમણે મુકી હતી.

શું મિશેલ બેકલેટ કહે છે તેમ સ્ત્રીઓને રાજકીય અધિકારો આપવાથી સ્ત્રી સમાનતા સાધી શકાશે? ભારતીય સંસદમાં ૩૩% સ્ત્રી અનામતનો ખરડો છેલ્લા ચારેક વર્ષથી અટવાયેલો છે. જો તે પસાર થાય તો ભારતમાં સ્ત્રીઓને ઉચ્ચ દરજજો પ્રાપ્ત થઈ શકે? હું માનું છું કે મિશેલ બેકલેટ કહે છે તે બિલકુલ સત્ય છે. તેમના વિચારો કાલ્પનિક કે કપોળ કલ્પિત નથી, વાસ્તવિકછે. ઈ.સ. ૧૯૯૧માં ભારતીય સંવિધાનમાં પંચાયતીરાજ વ્યવસ્થાને કાયદાનું સ્વરૂપ આપવામાં આવ્યું. એટલુંજ નહિં આ કાયદા અન્વયે સ્થાનિક સ્વરાજની સંસ્થાઓમાં ૩૩% મહિલા અનામત દાખલ કરવામાં આવી. ૧૯૪૭માં જેમ કેટલાય લોકોએ ધારણા કરી હતી કે ભારતમાં લોકશાહી કયારેય સફળ નહીં થાય. તેવી જ વિતંડાવાદી ધારણાઓ આ ૩૩% મહિલા અનામત સાથે જોડવામાં આવી હતી. શું મહિલાઓ શાસન કરી શકશે? તેઓ પારદર્શી વહીવટ આપી શકશે. તેમની શારીરિક બાબતો એ માટે બોજારૂપ તો નહિં બને? જેવી અનેક બાબતો તે સમયે ચર્ચાતી. પરંતુ તેનો બહુ અદભૂત ઉત્તર તેમણે આપ્યો છે.

ઈ.સ.૨૦૦૯માં રાજસ્થાન રાજયમાં પંચાયતમાં ચૂંટાયેલ સ્ત્રીઓ, તેમની કાર્યશૈલી, તેમના લોકહિતના કાર્યો અને પુરુષ સરપંચની સરખામણીમાં સ્ત્રી સરપંચનું યોગદાન એ સંદર્ભે એક રસપ્રદ સર્વેક્ષણ થયું છે. આ સર્વેક્ષણના તારણો આંખ ઉઘાડનારા છે. રાજસ્થાન જેવા પછાત અને બહુશિક્ષિત ન હોય, સામાજિક રીતે રૂઢિચૂસ્ત ગણાય. તેવા રાજયમાં થયેલ આ સર્વેક્ષણ સ્પષ્ટ કરે છે કે જયાં પુરુષ સરપંચ હોય છે ત્યાં કોમ્યુનિટી હોલ(ગપ્પા મારવા માટે અથવા જુગાર રમવા માટે) તથા ગામના પાદરમાં સ્ટ્રીટ લાઈટની વ્યવસ્થા(રાત્રે ટોળાં કરી બેસવા માટે)ના કાર્યો મહદ અંશે કરવામાં આવ્યા હતા. જયારેજયાં સ્ત્રી સરપંચો સત્તાએ હતા ત્યાં પીવાના પાણીનો હેન્ડ પંપ તથા આ હેન્ડ પંપની બાજુમાં જ સ્ટ્રીટ લાઈટની વ્યવસ્થાનો આગ્રહ જોવા મળ્યો છે. આ બાબત દર્શાવે છે કે પુરુષ માત્ર પોતાને કેન્દ્રમાં રાખે છે. જયારે સ્ત્રી આખાય કુટુંબને કેન્દ્રમાં રાખે છે. પુરુષને આપણે રાજકારણમાં જોઈએ છીએ ત્યારે તે

પોતાના વિસ્તારનું પ્રતિનિધિત્વ કરવાને બદલે જાણેકે પોતાની જ્ઞાતિનું પ્રતિનિધિત્વ કરે છે. તેનાથી રાષ્ટ્રનો વિકાસ શકય નથી.

નજીકના ભવિષ્યમાં જ ગુજરાતમાં વિધાનસભાની ચૂંટણીઓ યોજાવાની છે ત્યારે અનેક લોકો પોતાની જ્ઞાતિના કદ પ્રમાણે વિધાનસભાની જગાઓ માગી રહયા છે. કોળી, રાજપુત, પટેલ, બ્રાહમણો, અનુસુચિત જાતિ અને અનુસુચિત જનજાતિ જેવા વિભિન્ન વર્ગો પોતાના સમાજના લોકો રાજકીય અધિકારો પ્રાપ્ત કરે તે માટે લોબીંગ કરે છે. તો સ્ત્રીઓએ સંગઠિત થઈને રાજકીય હકકો માટે જાગૃત થવામાં વાંધો શું છે? ૨૦મી સદીના દલિત આંદોલનને જોઈએ તો સામાજિક સુધારણાના આંદોલનો કરતાં તેમણે મેળવેલા રાજકીય અધિકારોએ તેમને વધારે સ્વતંત્રતા બક્ષી છે. મહાત્મા ગાંધી અને ડોકટર આંબેડકર વચ્ચે આ બાબતે ઘણી ચર્ચાઓ ચાલી હતી. ડો. આંબેડકર દલિતોના રાજકીય અધિકારો પરત્વે મકકમ હતા. તેમણે સ્પષ્ટ કર્યુ કે સદીઓથી પછાત રહેલા દલિતોનેરાજકીય અધિકારો નહી મળે તો તેમનો વિકાસ અસંભવિત છે. શિક્ષણ, વિજ્ઞાન, ટેકનોલોજી અને સમાજસુધારા પણ પૂર્ણપણે સમાનતા સ્થાપી શકવા અસમર્થ છે. માટે રાજકીય અધિકારો અનિવાર્ય છે. જો સ્ત્રી સમાનતાને ખરા અર્થમાં લાવવી હોય તો સ્ત્રીઓને તેમની સંખ્યા પ્રમાણે રાજકીય અધિકારો આપવા જ જોઈએ.

૨૦મી સદીના મહાન ચિંતકોમાં જેને સ્થાન આપી શકાય તેવા વિમલા ઠકારે પોતાના વિશ્વ વિખ્યાત પુસ્તક ભમન કે ઉસ પારભ માં મનુષ્યને પોતાની ચેતનાને સંકોરી મનથી પાર લઈ જવાની વાત કરી છે. તેઓ કહે છે કે જો આપણે માનસશાસ્ત્ર અને મનોજગતની વાત કરીશું તો હજારો વર્ષ જુના કલ્પનો અને રૂઢિઓ તેની સાથે આવશે. ગીતાના સાક્ષીભાવને સમર્પિત વિમલા ઠકારના આ ભમન કે ઉસ પારભ વિચારને સ્ત્રીઓએ અને પુરુષોએ પણ અમલમાં મુકવો રહયો.

વર્તમાન વિશ્વમાં હજુ પણ સ્ત્રીઓને માત્ર લિંગભેદને કારણે અનેક અધિકારોથી વંચિત રાખવામાં આવે છે. નારીવાદી ચળવળોએ ખાસ્સુ કાર્ય કર્યુ છે. પરંતુ ભારત અને ત્રીજા વિશ્વના અનેક દેશોમાં સ્ત્રી સમાનતા કે સ્ત્રીના સામાજિક દરજ્જામાં બહુ મોટા ફેરફારો આવ્યા નથી. શિક્ષણ અને રાજકીય અધિકારો જ સ્ત્રીને સેકન્ડ સીટીઝનમાંથી ઈકવલ સીટીઝનશીપ તરફ લઈ જશે એવી આશા ઠગારી નહીં નીવડે.

---

**પ્રો. જનક ગઢવી, અધ્યક્ષ, ઈતિહાસ વિભાગ, ગુજરાત આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ, એલિસબ્રીજ, અમદાવાદ.**

**SAHITYASETU**
**ISSN: 2249-2372**
**A Peer-Reviewed Literary e-journal**

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

**Special issue on**
**Portrayal of Women in Social and Literary World**

## નારી જાગૃતિઃ પરંપરાગત સમાજ પર પડેલી અસરો – ભાવિન એસ. શાહ

વિશ્વની કોઈપણ સંસ્કૃતિ કે સમાજના વિકાસમાં સ્ત્રીનું સ્થાન મહત્વનું રહ્યું છે. એક હાથે તાળી પડી શકે નહીં. સ્ત્રીની સ્થિતિ અને દરજજાનું નિરીક્ષણ કરવાથી જ સામાજિક સ્તરનો ખ્યાલ આવી જતો હોય છે. આ રીતે ભારતીય સમાજમાં સ્ત્રીઓનું સ્થાન મહત્વનું છે. ઋગ્વેદકાળમાં પ્રાચીનકાળમાં વિદુષી મહિલાઓ અને જ્ઞાની મહિલાઓનું સામાજિક સ્થાન મહત્વનું હતું. આજે ઇન્ફર્મેશન ટેક્નોલોજી અને કોર્પોરેટ સેક્ટરના જમાનામાં સમાજકારણ, રાજકારણ કે ઔધોગિક એમ દરેક ટોચના સ્થાને મહિલાઓનું મહત્વ અને દરજ્જો સ્વીકારાયો જ છે. અલબત્ત, પુરૂષોના આધિપત્યવાળા સમાજમાં સ્વતંત્ર વ્યક્તિના નિખાર સાથે મજબૂતીથી બહાર આવવા, આગળ આવવામાં મહિલાઓએ ભારે સંઘર્ષ ખેલવો પડતો હોય છે. સિક્કાની બીજી બાજુ મહિલાઓમાં નિરક્ષરતાનું પ્રમાણ વધું છે. મહિલાઓમાં અક્ષરજ્ઞાન વધે, સાક્ષરતા વધે, એ માટેના પ્રયાસો સામૂહિક રીતે હાથ ધરવા જોઈએ.

### ૧. કુંવારી રહી જતી આધુનિક નારીના જિંદગીના રંગઃ

ભારત સહિત વિશ્વભરના મોટા ભાગના દેશોએ જિંદગીને પોતાની સ્વતંત્ર રીતે જીવવાનો અધિકાર સ્વીકારેલ છે. આપણા દેશનો ભૂતકાળ એ રહ્યો છે.કે સ્ત્રીએ પુરુષના આધિપત્ય હેઠળ જ જીવવાનું પણ વેદોમાં તો એટલે સુધી કહેવાયું છે કે સ્ત્રીએ બાળવયમાં પિતાની, યુવાવયમાં પતિની અને વૃધ્ધવયે પુત્રની આજ્ઞામાં રહેવું. આ ક્યાંનો નિયમ છે? તેમ છતાં આજની આધુનિક નારીએ, નવા શિખરો સર કરીને સ્વસ્થપણે જાગૃત રહીને સમાજને સમજાવ્યું છે કે સ્ત્રીને પણ જીંદગી તેની રીતે જીવવાનો સંપૂર્ણ અધિકાર છે.

આપણા સમાજની મુક્ત અને આત્મવિશ્વાસથી ભરપૂર યુવતીઓ કહે છે કે અમારૂ કાર્યક્ષેત્ર અને જીવનદ્રષ્ટિ એવી છે કે અમારી લાઇફ સ્ટાઈલને અનુરૂપ અમારા જીવનસાથીએ જીવવું પડે તેમ છે જે આજના પુરૂષપ્રધાન સમાજમાં શક્ય નથી. મોટેભાગે પત્નીને પતિ તથા ઘરનાની અનુકૂળતા પ્રમાણે જ તેનું જીવન એડજસ્ટ કરવું પડતું હોય છે. કારકિર્દી અને જુદા જુદા ક્ષેત્રોમાં નવા નવા દ્વાર ખૂલ્યાં હોઈ તેમજ મહિલાઓમાં પુરૂષો જેવો જ આત્મવિશ્વાસ કેળવાયો છે તેથી શહેરોની મહિલાઓમાં અપરણિત રહી જીવન જીવવાનો ટ્રેન્ડ વધતો જાય છે. આવી યુવતીઓને તેઓ માટે કુંવારી કે અનમેરીડ છે તેવો નહીં પણ "સીંગલ વુમન" શબ્દ વપરાયતો ગમે છે.

### ૨. સિંગલ વિમેન ઉર્ફે વર્કિંગ વિમેનઃ

યહી હૈ રાઇટ ચોઈસ ઉર્ફે જીને કી આઝાદી..... સ્વતંત્ર વિચારસરણી ધરાવતી નવા યુગની નારી પોતાની જીંદગી પોતાની રીતે જીવવા માંગે છે અને જીવે પણ છે. એમાં ખોટું શું છે? પણ સમાજનો બહુમતી વર્ગ આવી એકલવાયી નારીના લઘુમતી વર્ગ તરફ કોઈ જુદો જ દ્રષ્ટિકોણ રાખે છે. પરિવર્તન હંમેશા ધીમી

ગતિનું અને સમય માગી લેનારુ હોય છે. વીસમી સદીના ઉત્તરાર્ધથી લગભગ દેશમાં સિંગલ વુમન–વર્કિંગ વુમનનો ખ્યાલ વહેતો થયો એમ કહી શકાય. સિંગલ વુમન કન્સેપ્ટ પાછળ શિક્ષણનો વ્યાપ્ત અને રોજગારીની વિપુલ તકો મુખ્ય ભૂમિકા ભજવે છે. આજે ૨૧ મી સદીમાં ગ્લોબલાઇઝેશન અને મલ્ટિનેશનલ કંપનીઓનું વિસ્તરણ સમાજ જીવનના પ્રવાહોને બદલી રહ્યું છે.

### ૩. આજની જાગૃત નારી– લગ્ન માટે જન્માક્ષર નહીં, પરંતુ બ્લડ રિપોર્ટ માંગે છે :

એકવીસમી સદીની સ્ત્રીઓ અંગે આજકાલની વાત કરીએતો, તેના અધિકારો વિષે ઘણી બધી બાબતોમાં જાગૃત થઇ છે. પોતાના વિચારો, અભિવ્યકિત બાબતે સ્વયં સ્પષ્ટ અને નિખાલસ બની છે. હજુ હમણાં સુધી લગ્ન કરવાની બાબતમાં પણ દીકરીને ગાય દોરે ત્યાં જાય! એવો ઘાટ હતો. પરંતુ આ બાબતમાં એક પ્રકારનું ઉલ્લેખનીય ચોક્કસ પરિવર્તન આવ્યું છે. જે મા–બાપ નિર્દેશ કરે તે છોકરો ના ગમતો હોય તો છોકરી તેની સ્પષ્ટ "ના" કરી શકે એવી ઉમદા હિંમત તેણે કેળવી છે. કોઇ છોકરા સાથે આખી જિંદગી ફાવશે કે નહીં, તેનો નિર્ણય થોડી ક્ષણોમાંતો કઇ રીતે લઇ શકાય? પણ હવે સ્ત્રીઓમાં આત્મવિશ્વાસ અને સ્વનિર્ણયશકિતના ગુણ સોળે કળાએ ખીલ્યા છે. આજકાલની નારી લગ્ન માટેનો નિર્ણય જાહેર કરતાં જરાપણ ખચકાતી નથી, એટલુંજ નહીં, પણ નારી જાગૃતતાના ભાગરૂપે યુવતીઓ લગ્ન કરતાં પહેલાં જન્માક્ષર નહીં પણ છોકરાના બ્લડ રિપોર્ટ પહેલાં માંગતી થઇ છે અને પછી જ આવા સબંધમાં આગળ વધવા માંગે છે.

શાદી? ઔર તુમ સે? કભી નહી!– જે લગ્નોત્સુક યુવક ન ગમતો હોય તેને આવું હિંમતભેર કહી શકે એ યુવતી જ જિંદગીની બાજી જીતી શકે. નહીં તો પડ્યું પાનું નિભાવી લેવાનો વારો આવે. લગ્નએ કોઇ ઢીંગલા–ઢીંગલીની રમત નથી જયારે મન થયું જોડાઇ ગયાં અને જયારે મન ભરાઇ ગયું છૂટાં પડી ગયાં.

જેમ અનેક બાબતોમાં ભારતીય સમાજ આજકાલ દિશાભ્રમિત છે તેમ આજની આધુનિક નારીના માનસમાં પણ પોતાની કારકિર્દી પછીનો કોઇ સૌથી મોટો પ્રશ્ન હોય તો એ છે કે યોગ્ય લગ્ન – લગ્ન પહેલાં, યુવતીના મનમાં આ પવિત્ર સબંધ બાબતે કેટલીક સ્પષ્ટતાઓ, પરિપક્વતા હોવી જ જોઇએ, આજકાલ ફેસબુક, ઇન્ટરનેટ, ચેટીંગના જમાનામાં યુવાનો "ચટ મંગની પટ બ્યાહ"ની જેમ યુવાનીના આવેગમાં સામેના પાત્રને બરાબર સમજયા વગરજ ફટાફટ લગ્નની ગોઠવણ કરી લે છે. થોડા સમયમાં જ સામસામા પક્ષની મર્યાદાઓ ધ્યાનમાં આવતાં જ લગ્ન ગૃહસ્થાશ્રમન રહેતાં સર્કસ બની જાય છે અને લગ્નેતર સબંધોના વિષવમળો આવા કુટુંબને બરબાદ કરી મૂકે છે. જો આમ લગ્નસબંધ તૂટવાથી વ્યકિતગત અને કુટુંબની બરબાદી સાથે જીવનની પહેલી પાઠશાળા વેરવિખેર થઇ જાય છે– જેની સામાજીક જીવન પર ખૂબ ખરાબ અસર પડે છે.

### ૪. લીવ ઇન રિલેશનશીપઃ

વર્તમાન સમયમાં શિક્ષણ, વિજ્ઞાન અને ટેક્નોલોજીનું વળગણ તથા વ્યાપ્ત વધી ગયા છે જેથી સમાજમાં અવશ્ય ક્રાન્તિ આવી છે. પશ્ચિમના દેશોમાં વ્યાપક જોવા મળતી લગ્ન કર્યા વિના જ સાથે રહેવાની જીવનપ્રણાલી ભારતમાં પણ છેલ્લાં કેટલાંક વર્ષોથી જોવા મળે જ છે. નોકરીયાત અથવા ર્આિથક રીતે પગભર આધુનિક યુવતી લગ્નબંધનમાં જકડાઇ જવાનું પસંદ કરતાં નથી તેઓ જવાબદારીઓથી મુક્ત જીવન જીવવા માટે "લીવ ઇન રિલેશનશીપ" અર્થાત્ લગ્ન કર્યા વિના સાથે રહેવાની દાંપત્યજીવનશૈલી અપનાવવા આગળ આવવા લાગી છે. આ વ્યવસ્થા જો ભારતીય સમાજમાં પ્રચલિત થવા લાગીતો માનવજીવન તથા સામાજિક વ્યવસ્થા માટે ખૂબ ભયજનક પરિસ્થિતિ ઉભી કરશે. લીવ ઇન રિલેશનશીપ અપનાવનાર સંતાનની જવાબદારીથી પણ દૂર રહેશે, જેથી આ સંજોગોમાં આધેડવયે જીવનમાં ખાલીપો પણ લાવી શકે છે.

**૫. ન્યૂ લાઇફ સ્ટાઇલનો ન્યૂ મંત્ર– ઢળતી ઉંમરે લગ્નને મોડાં સંતાનોઃ**

આપણે ત્યાં શિક્ષિત કે અશિક્ષિત બંન્ને સમાજમાં યુવક–યુવતીઓનાં લગ્ન કરાવી દેવાની વિધિ પ્રચલિત છે. આધુનિક સમાજની વિડંબના એ છે કે યુવક–યુવતીઓનો એક એવો વર્ગ ઉભો થઇ રહ્યો છે કે જે યૌવનની ઢળતી ઉંમરે લગ્ન કરવા માંગે છે અને મોડાં સંતાનો ઇચ્છે છે, જે ને બર્થ કંટ્રોલનો પણ એક અંશ કહી શકાય. મૂળ વાત એ છે કે શિક્ષણ અને ટેક્નોલોજીના વધેલા વ્યાપ સાથે આજની આધુનિક નારી લગ્ન કરવા માટે જીવનસાથીની પસંદગી માટે કાચબાગતિએ આગળ વધી રહી છે.

સ્ત્રી રોગ નિષ્ણાતોના મતે ૨૦ થી ૩૦ વર્ષની ઉંમરના આદર્શ ગાળામાં માતૃત્વ નહી પામતી સ્ત્રી ગમે ત્યારે અથવા મોટી ઉંમરે સંતાન પામીને પોતાના જીવનમાં ઘણીખરી મુશ્કેલીઓથી ઘેરાઇ જાય છે. તેના આરોગ્ય તથા સંતાન ઉછેર ઉપર પણ અસરો પડે છે. તે ઉપરાંત માતા અને સંતાન વચ્ચેનો લાંબો વય તફાવત પણ મનોવૈજ્ઞાનિક પ્રશ્નો સર્જે છે. આમ સરવાળે એમ પણ કહી શકાય કે– અસંતુષ્ટ ઘરના વાતાવરણમાં ઉછરેલા બાળક મોટા થઇને સમાજમાં કેવાં કાર્યો કરશે તે એક જટિલ સવાલ છે.

(એમ કહેવાય છે કે પૃથ્વી પરની દરેક સ્ત્રી માટે માતૃત્વ ધારણ કરવું એ જિંદગીનો અણમોલ અવસર છે.)

મહદ્‌અંશે એમ પણ જોવામાં આવ્યું છે કે આજની આધુનિક નારી આધુનિક દેખાવા માટે, ફેશનના કારણે મોજ મસ્તી કરવા માટે અને દેખાડો કરવા તેમજ પોતાનું ફિગર બગડે નહીં તેમ વિચારીને બાળકની ઝંઝટથી દૂર ભાગતી રહેતી હોય છે.

**૬. આધુનિક યુગની નારીની મોર્ડન ઇમેજ બનાવવા જતાં– ઉભી થતી ગ્લેમરસ વિચારસરણી**

મુદ્રિત સ્વરૂપના અસ્તિત્વની સાથે જ જાહેરખબરો પણ અસ્તિત્વમાં આવી છે, જેમાં પ્રોડક્ટ તરફ સંભવિત ગ્રાહક–ઉપભોક્તાનું આકર્ષણ વધારવા માટે જાહેરાત નિર્માતાઓ સ્ત્રી મૉડેલની નમણી દેહાકૃતિનું ઘણીબધી જાહેરાતોમાં પ્રદર્શન કરાવતા રહ્યા છે. ઓલ ઇન્ડિયા ઇન્સ્ટિટ્યૂટ ઓફ મીડિયા, માર્કેટિંગ એન્ડ એનાલિસિસના સર્વે રિપોર્ટમાં જણાવાયું છે કે ૯૭ ટકા જાહેરાતોમાં પ્રોડક્ટ સાથે તાલમેલ ધરાવતી હોય કે નહીં તેમ છતાં વિષયાંતર કરીને નારી દેહનું પ્રદર્શન કરાવવામાં આવે છે અને અંતે મોટેભાગે આ કામ માટે ખુદ મોડેલ ગર્લને જ જવાબદાર ગણવામાં આવે છે, જ્યારે સત્ય કંઇક બીજુ જ હોય છે.

**૭. પગભર આધુનિક માનુનીઓની ખાટી મીઠી જિંદગીઃ**

હમ કિસીસે કમ નહીં કમાઓ, ખાઓ ઔર ઐશ કરો

આજે વિશ્વના મોટાભાગના દેશોએ સ્ત્રીને પુરૂષ જેટલું અને સરખું મહત્વ આપવામાં આવ્યું છે. ભારતમાં પણ સમાજના જુદા જુદા ક્ષેત્રોમાં સ્ત્રીના સ્થાનને અગ્રીમતા આપવામાં આવી છે. શિક્ષણનો વ્યાપ વધવાની સાથે ઉચ્ચ શિક્ષણ મેળવતી સ્ત્રી ઘરની ચાર દિવાલોમાં જ રહેવાને બદલે ઘરનો ઉંબરો ઓળંગવા માંડી છે. આધુનિક યુગમાં નોકરી કે વ્યવસાય સ્વીકારનારી સ્ત્રી આિથક મોરચે પગભર થવાની સાથોસાથ સ્વતંત્ર અને સ્વનિર્ભર બની શકે છે. સ્વતંત્ર રહેવાની સાથોસાથ મોટાભાગની યુવતીઓ લગ્ન કરવાની તક પણ ચૂકી જાય છે. સારી કારકિર્દી બનાવવાની દિશામાં આગળ વધતા વધતા લગ્નનો માર્ગ પાછળ રહી જાય છે. પછી સમય જતાં, આ જ સ્ત્રી મા અને માતૃત્વની અનુભૂતિ કરી શકતી નથી. અલબત્ત પગભર માનુનીઓની જિંદગી ખાટી–મીઠી યાદોથી ભરપૂર હોય છે, કારણકે તેઓ નીતનવા અનુભવોમાંથી પસાર થયા હોય છે.

લોકો એકલી રહેતી સ્ત્રીને જરા જુદી નજરે જ નિહાળતા હોય છે. એકલા રહેવાને કારણે પરિવારને ગુમાવતા જાય છે. સ્વભાવ એકલવાયો અને ચિડિયો થઇ જાય છે. કદાચ જિંદગીમાં વધારે પડતી સ્વતંત્રતા પણ આવી જાય છે. કોઇ બોલનાર, રોકનાર કે ટોકનાર હોતું નથી. થાક લાગે ત્યારે પગ દબાવી આપે એવું કોઇ સ્વજન આસપાસ હોતું નથી. બિમાર પડે ત્યારે દવા તો ઠીક ચાનો કપ આપનાર પણ કોઇ હોતું નથી. બસ જિંદગી યુહી બસર જાતી હૈ.......

આ બાબત, વર્તમાન પરિસ્થિતિને ખૂબજ અસર કરતી રહી છે, જે સામાજીક દૂષણના ભાગરૂપે બહાર આવી શકે છે. – કારણકે ન્યૂઝ પેપરનાં મુખ્ય પાના પર, મેગેઝીનોમાં તથા હવે તો પબ્લિક રોડ પર મોટાં હોર્ડિંગ્ઝના ભાગરૂપે આધુનિકતાનો વ્યાપ્ત આજ ખૂબ વધ્યો છે. જેની સીધી અસર કુમળી વયના બાળકોના માનસ પર ગુનો આચરવાની પણ ઇચ્છા જાગે એ હદ સુધી ઉતરી આવી શકે છે. મહિલા આજે ચાર દિવાલ વચ્ચે જીવતી અબળા નારી નથી રહી, આધુનિક યુગમાં મહિલા હવે સમગ્ર વિશ્વમાં નામના મેળવી રહી છે, પછી એ કોર્પોરેટ વિશ્વ હોય, અત્યાધુનિક ગણાતા આઇ.ટી ક્ષેત્ર હોય કે પછી રમતગમતનું ક્ષેત્ર હોય . દરેક વ્યક્તિના જીવનમાં એક સમય એવો આવે છે, જે તેને જીવનમાં આગળ વધવાની પ્રેરણા આપી જાય છે. મેરી કોમના જીવનમાં પણ એક સમય એવો આવ્યો જયારે તેમણે પ્રથમવાર ખુમાન લમપક સ્પોર્ટસ્ કોમ્પલેક્સની બોકિંસગ કરતી જોઇ અને બોકિંસગના ક્ષેત્રે પોતાની કારકિર્દી બનાવવાનો નિર્ણય લીધો. મેરી કોમ ભારતની એક એવી મહિલા બોક્સર ખેલાડી છે, જેણે ૨૯ વર્ષની નાની ઉંમરમાં માત્ર ભારતમાં જ નહીં, પરંતુ પૂરી દુનિયામાં પોતાની એક આગવી ઓળખ ઉભી કરી છે. મેરી કોમે પોતાની અથાક મહેનત અને પ્રબળ ઇચ્છાશક્તિ સાથે લંડન ઓલમ્પિક ૨૦૧૨માં કાંસ્યચંદ્રક મેળવીને દેશનું નામ રોશન કર્યું છે. મેરીકોમ ૫૧ કિલોની શ્રેણીની વિશ્વમાં ચોથા નંબરની મહિલા ખેલાડી છે.

આજના આધુનિક યુગમાં સ્ત્રીઓમાં પરિવર્તન આવ્યું છે પણ ધીમું, તેમ છતાં મક્કમ ગતિનું છે, અને સમય માગી લેનારુ છે. સ્ત્રીઓને યોગ્ય રીતે અને સાચી દિશામાં શિક્ષણ આપવાની જરૂર છે. પાકા ઘડે કાંઠા ન ચડે. આવું શિક્ષણ નાનપણથી જ મળી રહે એ જોવું જોઇએ. પ્રાથમિક શિક્ષણમાં જ મહિલા હક્કો–અધિકારોના પાઠ ભણાવવામાં આવે એ મહત્વનું છે. સ્ત્રી–પુરૂષના સમૂહશિક્ષણમાં સમાનતાની અને ભેદરહિત વલણની વાતો થવી જોઇએ. સ્ત્રીઓમાં શિક્ષણનો પ્રસાર વધ્યો છે. એથી સ્થિતિમાં સુધારો થયો જ છે. સ્ત્રીઓનું વલણએ રહ્યું છે કે જો ભણીશું તો નોકરી મળશે અને નોકરી મળશે તો ર્આિથક રીતે પગભર થઇશું એ સ્પષ્ટ છે. મુદ્દો સ્વ–જાગૃતિનો છે. એમ કહેવાય છે કે સ્ત્રી પાસે આંખો અને પાંખો બંન્ને છે, માત્ર ઉડ્ડયનનો નિર્ધાર કરવો રહ્યો......

સ્વામી વિવેકાનંદે તેમના સમયમાં ભારત જેવા પૂર્વના અને અમેરિકા જેવા પશ્ચિમના દેશો વચ્ચેનો સંસ્કૃતિભેદ દર્શાવતા કહ્યું હતું કે પૂર્વનાં દેશોમાં સ્ત્રીેએ "મા" ના પવિત્ર સ્થાને બિરાજે છે. જયારે પશ્ચિમના દેશોમાં ઘરે ઘરે પત્નિની જ આણ હોય છે. સ્વામી વિવેકાનંદે ઓગણીસમી સદીના અંતકાળમાં કરેલી વાતમાં આજે પરિવર્તન આવેલું છે. અમેરિકાના પ્રવાસેથી પાછા ફર્યા બાદ તેમણે આ નિરિક્ષણ રજૂ કર્યું હતું. આજની ભારતીય નારી પશ્ચિમની નારી કરતાં સહેજેય પાછળ નથી, પરંતુ દરેકે દરેક ક્ષેત્રમાં સ્ત્રી–પુરૂષ સમાનતાનો ઉદય થયો છે. જિંદગીના રંગ–મંચ પર સુખ–દુઃખના સંવાદો બોલાતા, હસતાં–રડતાં માનવપાત્રો અનેકવિધ ભૂમિકાઓ ભજવે છે. કેટલાંક નાટકને જીવન માની લે છે તો કેટલાંક જીવનને નાટક માનતા હોય છે. જે અદાકારીને વાસ્તવિકતા માની લે છે તે સત્ય ગુમાવી દે છે અને જે વાસ્તવિકતાને અદાકારી સાથે જાળવે છે તે જીવનના સાચા તત્વને પામી શકે છે. "જીંદગી પસાર કરી નાખવી" અને "જીવન જીવવું" એ બંન્ને વચ્ચે આકાશ–પાતાળ જેવો ભેદ છે. જીંદગી જીવવાની પ્રક્રિયામાં જીવંતતા આવે એટલે એની પ્રત્યેક પળ આશ્ચર્ય અને આનંદની અભિવ્યકિત બની જાય છે તેથી જ

"EVERY CHANGE OF SCENE BECOMES A DELIGHT" પલટાતું પ્રત્યેક દ્રશ્ય આનંદમય ઘટના બની જાય છે.

Woman you're light of life
Woman you're delight of life
You're moon that shines, so bright
Bringing light on the darkest night
Woman you're soul of creation
With a thousand tender expression

**સંદર્ભ સૂચિઃ**


1. જીવનનું જાગરણ – દેવેશ મહેતા, નવભારત પ્રકાશન મંદિર, પ્રથમ આવૃત્તિ, નવેમ્બર ૧૯૯૬
2. યશસ્વી સ્ત્રી પાત્રો – (ચંદ્રકાન્ત બક્ષીની નવલકથાઓ) –સંશો ેધિકા– ડા ૅ. વાસંતી ખોના, નવભારત પ્રકાશન મંદિર, પ્રથમ આવૃત્તિ , ૨૦૦૫
3. લાગણીના અવસર – ચંદુ મહેસાનવી, નવભારત પ્રકાશન મંદિર, પ્રથમ આવૃત્તિ, ઓક્ટોબર, ૨૦૦૪
4. યુવામનો તરંગ – ભવેન કચ્છી, નવભારત સાહિત્ય મંદિર, પ્રથમ આવૃત્તિ, ૨૦૦૧ ,
5. આપણી વાત – વર્ષા પાઠક, નવભારત સાહિત્ય મંદિર, પ્રથમ આવૃત્તિ, ૨૦૦૪
6. સંદેશ દૈનિક પત્ર
7. સ્ત્રીની આરપાર – દિનેશ દેસાઇ, નવભારત સાહિત્ય મંદિર, પ્રથમ આવૃત્તિ, ૨૦૦૩


---


**ભાવિન એસ. શાહ, આસી. પ્રોફેસર, ગુજરાત આર્ટસ્ એન્ડ કોમર્સ કોલેજ(સાંજની), એલિસબ્રીજ, અમદાવાદ–૬**




**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 6, Continuous Issue 12, November - December 2012